# ભૂગોળ વિદ્યા.

## ભાગ ૧ લો.

(એશિઆ ખંડનું વર્ણન.)

ગુજરાતી અને અંગ્રેજી નિશાળોના
વિદ્યાર્થીઓને માટે.



આવૃત્તિ પાંચમી.

મુંબઈ:
યુનિયન પ્રીનટીગ પ્રેસમાં છાપ્યું છે.

૧૮૮૧.

# ભૂગોળ વિદ્યા.

ભાગ ૧ લો.

(એશિયા ખંડનું વર્ણન.)

ગુજરાતી અને અંગ્રેજી નિશાળોના
વિદ્યાર્થીઓને માટે.

આ ચોપડી સને ૧૮૬૭ના ૨૫મા આકટ મુજબ
રજીસ્તર કરાવી છે.

આવૃત્તિ પાંચમી.

મુંબઈ:
રીપન પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

૧૮૮[illegible].

# भूगोळ विद्या.

## भाग १ लो.

## प्रकरण १ लुं.—पृथ्वी.

### ૧. પૃથ્વીનો આકાર.

આકાશમાં ઘણા તારા દેખાય છે તેવોજ આપણી પૃથ્વી એક ગ્રહ અથવા તારો છે. પૃથ્વીનો ઘણો થોડો ભાગ આપણી નજરે પડે છે તેથી આપણને પૃથ્વીનો ખરો આકાર માલમ પડતો નથી. પૃથ્વી એક દડાના જેવી ગોળાકાર છે, પણ તેના ઉપલા અને નીચલા ભાગમાં નારંગીની માફક ચપટી છે.

પૃથ્વી ગોળાકાર છે તેની થોડી સાબીતી નીચે આપી છેઃ—

(અ) બારાંમાં દાખલ થતું એક વહાણ જયારે કિનારાથી થોડુંક દૂર હોય છે, ત્યારે તે વહાણનો સઘળો ભાગ કિનારે ઉભેલાં માણસને દેખાતો નથી, પણ તેનો ઉપલો ભાગજ દેખાય છે; પણ જેમ તે વહાણ કિનારાની નજદીક આવતું જાય છે, તેમ તેના નીચલા ભાગો અને બાજુ નજરે પડે છે. એજ પ્રમાણે બારાંમાંથી હંકારી જતું વહાણ જેમ કિનારાથી દૂર જતું જાય છે, તેમ તેના નીચલા ભાગો દે

ખાતા બંધ પડે છે, અને ઘણુંજ દૂર જાય છે ત્યારે તે તદ-ન નજરે પડતું નથી.

(આ) વળી એક માણસ એક મેદાનમાં ઊભો રહીને એક દૂરના ડુંગર તરફ નજર કરશે, તો તેને તે ડુંગરનો ઉપ-લોજ ભાગ દેખાશે; પણ જેમ જેમ તે માણસ તે ડુંગરની નજદીક જતો જશે, તેમ તેમ તેને તેના નીચલા ભાગો જણા-તા જશે, ને છેક પાસે જશે ત્યારે આખો ડુંગર તળિયેથી શિખર સુધી તેની નજરે પડશે.

(ઈ) ચંદ્રગ્રહણ થાય છે ત્યારે પૃથ્વીની છાયા જે ચંદ્ર ઉપર પડે છે તે ગોળ હોય છે.

(ઉ) વહાણમાં બેસીને પૃથ્વીની જે પુરૂષો પ્રદક્ષિણા કરે છે તેઓ જે જગાથી નિકળે છે તે જગાએ વહાણનું મોં ફેરવ્યા વગર આવી શકે છે.

---

## ૨. પૃથ્વીની ગતી.

પૃથ્વી તમને સ્થિર લાગેછે, પણ તેમ નથી; એ ફરેછે પૃથ્વી સૂર્યની આસપાસ ફરેછે, અને તેજ વખતે પોતાની ધ-રીની આસપાસ પણ ફરેછે. સૂર્યની આસપાસ ફરી રહેતાં પૃ-થ્વીને એક વર્ષ અથવા ૩૬૫ા દહાડા લાગેછે; અને ધરીની-આસપાસ ફરી રહેતાં એક દહાડો અથવા ૨૪ કલાક લા-ગેછે.*

---

*જે કલ્પિત લીટીપર પૃથ્વી પશ્ચિમથી પૂર્વે ૨૪ કલાકમાં ફરી રહે છે તેને પૃથ્વીની ધરી કહે છે.

પૃથ્વીની સૂર્યની આસપાસની ગતિથી ઋતુઓ બદલાય-છે; અને ધરીની આસપાસની ગતિથી દહાડો અને રાત થાય-છે. ધરીની આસપાસ ફરતી વખતે પૃથ્વીનો જે ભાગ સૂર્ય તરફ હોયછે ત્યાં દહાડો હોયછે, અને જે ભાગ સૂર્ય તરફ હોતો નથી ત્યાં રાત હોય છે.

## ૩. પૃથ્વીનો નકશો.

ભૂગોળ વિદ્યાનું જ્ઞાન મેળવવાને મુખ્ય સાધન **નકશો** છે. કાગજ અથવા કપડાં ઉપર પાડેલા પૃથ્વીના અથવા પૃથ્વીના કોઇ પણ ભાગના ચિતારને **નકશો** કહે છે.

પૃથ્વીનો નકશો બે ગોળ ભાગમાં ચિતારવામાં આવેછે; તેમાંના એક ભાગને **પૂર્વ ગોળાર્ધ** કહેછે, અને બીજા ભા-ગને **પશ્ચિમ ગોળાર્ધ** કહેછે.

પૂર્વ ગોળાર્ધને **જૂની દુનિયા** કહેછે, કારણ કે એ ભાગ અસલના લોકોને જણાયલો હતો; અને પશ્ચિમ ગોળાર્ધને **નવી દુનિયા** કહેછે, કારણકે એ ભાગ ૧૫મી સદીમાં કોલ-મ્બસે શોધી કાઢ્યો ત્યાં સુધી જૂની દુનિયાના લોકને જણા-યલો ન હતો.

---

## ૪. દિશાઓ.

એક જગા બીજી જગાની કઇ બાજુએ આવેલીછે તે જાણવાને સારૂં દિશા ઠરાવેલી છે. દિશા ચાર છે-૧. **ઉત્તર**; ૨. **દક્ષિણ**; ૩. **પૂર્વ**; ૪. **પશ્ચિમ**.

જે બાજુએ સૂરજ ઉગે છે તે બાજુને **પૂર્વ દિશા** કહે

છે. જે બાજુએ સૂરજ અસ્ત પામેછે તે બાજુને પશ્ચિમ દિશા કહે છે. પૂર્વ દિશા તરફ મ્હોડું કરીને ઉભા રહીએ તો જમના હાથપરની દક્ષિણ દિશા હોય છે. પૂર્વ દિશા તરફ મ્હોડું કરીને ઉભા રહીએ તો ડાબા હાથપરની ઉત્તર દિશા હોય છે.

નકશામાં ઉત્તર દિશા નકશાને મથાળે હોય છે, અને દક્ષિણ દિશા નકશાના નીચલા ભાગમાં હોય છે; પૂર્વ દિશા તમારા જમણા હાથ ઉપર, અને પશ્ચિમ દિશા તમારા ડાબા હાથ ઉપર હોય છે.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખૂણો ઈશાન કોણ કેહેવાય છે; ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેનો ખૂણો વાયવ્ય કોણ કેહેવાયછે; દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેનો ખૂણો અગ્નિ કોણ કેહેવાય છે; દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો ખૂણો નૈરૂત્ય કોણ કેહેવાય છે.

---

## ૫. પૃથ્વીની સપાટી.

પૃથ્વીની સપાટીના બે મુખ્ય ભાગ છેઃ—જમીન અને પાણી. સઘળી જમીન પાણીથી વીંટલાયલી છે. પૃથ્વીની સપાટીનો લગભગ પોણો ભાગ પાણી છે, અને બાકીનો ભાગ જમીન છે.

---

## ૬. ભુગોળ શાસ્ત્રીઓએ કરેલા જમીનના મુખ્ય ભાગો.

પૃથ્વીની સપાટીપરની જમીનના ભૂગોળ શાસ્ત્રીઓએ

છ મોટા ભાગ કર્યાછે, જેઓને ખંડ કહેછે.—૧. એશિઆ ૨. યૂરોપ; ૩. આફ્રિકા; ૪. ઉત્તર અમેરિકા; ૫. દક્ષિણ અમેરિકા; ૬. ઓશીએન્યા. આ છ ભાગો માહેલા પહેલા ત્રણ ભાગો પૂર્વ ગોળાર્ધમાં છે, અને તેઓને જૂની દુનિયા કહેછે; ચોથો અને પાંચમો ભાગ પશ્ચિમ ગોળાર્ધમાં છે, અને તે ભાગને નવી દુનિયા કહેછે; અને છઠ્ઠો ભાગ (જે ઘણા એક ટાપુઓનો બનેલો છે તે) બન્ને ગોળાર્ધમાં છે.

પૂર્વ ગોળાર્ધમાં એશિઆ સર્વથી મોટો ખંડ છે. એની પશ્ચિમે યૂરોપખંડ આવેલો છે. યૂરોપખંની દક્ષિણ અને એશિઆની નૈરૂત્ય દિશાએ આફ્રિકાખંડ આવેલોછે. ઉત્તર અને દક્ષિણ અમેરિકા પશ્ચિમ ગોળાર્ધમાં છેક ઉત્તર ધ્રુવથી તે લગભગ દક્ષિણ ધ્રુવ સુધી આવેલાછે.*

## ૭. ભૂગોળ શાસ્ત્રીઓએ કરેલા પાણીના મુખ્ય ભાગો.

પૃથ્વીની સપાટીપરના પાણીના ભૂગોળ શાસ્ત્રીઓએ પાંચ મોટા ભાગ કર્યા છે, જેઓને મહાસાગર કહેછે.—૧. ઉત્તર મહાસાગર; ૨. દક્ષિણ મહાસાગર; ૩. પેસિફિક મહાસાગર; ૪. આટલાન્ટિક મહાસાગર; ૫. હિંદી મહાસાગર.

ઉત્તર મહાસાગર ઉત્તર ધ્રુવની આસપાસ છે. દક્ષિણ

* પૃથ્વીની ધરીના છેડાને ધ્રુવ કહે છે. ઉત્તર તરફના છેડાને ઉત્તર ધ્રુવ, અને દક્ષિણ તરફના છેડાને દક્ષિણ ધ્રુવ કહે છે.

મહાસાગર દક્ષિણ ધ્રુવની આસપાસ છે. પેસિફિક મહાસાગર એશિઆ અને અમેરિકા વચ્ચે આવેલો છે. આટલાન્ટિક મહાસાગર અમેરિકાની પૂર્વે અને યૂરોપ તથા આફ્રિકાની પશ્ચિમે આવેલો છે. હિંદી મહાસાગર એશિઆની દક્ષિણ દિશાએ આવેલો છે.

---

## ૮. જમીનના પ્રાકૃતિક (કુદરતી) ભાગો.

પૃથ્વીની સપાટીપરની જમીનના પ્રાકૃતિક ભાગો ખંડ, દેશ, બેટ, દ્વીપકલ્પ, સંયોગીભૂમી, ભૂશિર, પર્વત, ખીણ, જવાળામુખી, મેદાન, ઉંચ્ચસમભૂદેશ, જળાશય, રણ, અને કિનારો છે.

પૃથ્વીની સપાટીપરની જમીનના જે છ મોટા ભાગ કર્યા છે તેમાંના દરેક ભાગને **ખંડ** કહે છે.

ખંડ કરતાં નાના જમીનના ભાગને **દેશ** કહે છે.

જમીનના જે નાના ભાગની સઘળી બાજુએ પાણી હોય છે તેને **બેટ** અથવા **દ્વીપ** કહેછે.

જમીનનો જે નાનો ભાગ ઘણો ખરો પાણીથી વીંટ-લાયલો હોય છે, અને એક બાજુએ બીજી જમીન સાથે જોડાયલો હોય છે, તેને **દ્વીપકલ્પ** કહે છે.

જમીનનો જે સાંકડો ભાગ બે જમીનના કકડાને જોડે છે તેને **સંયોગીભૂમી** કહે છે.

જમીનનો જે છેડો લાંબો થઇને પાણીમાં ગયલો હોય છે તેને **ભૂશિર** કહે છે.

જમીનનો જે ભાગ ઘણો ઊંચો ગયલો હોય છે તેને **પર્વત** અથવા **પાહાડ** કહે છે.

જમીનનો જે ભાગ પર્વત કરતાં થોડો ઊંચો હોય છે તેને **ડુંગર** કહેછે. પર્વતના ઊંચામાં ઊંચા ભાગને **શીખર** અથવા **ટોંચ** કહેછે. તળેટીએ જોડાયલા પર્વતોને **પર્વતોની હાર** કહે છે.

બે પર્વતોની વચ્ચેની નીચી જમીનને **ખાણુ** કહેછે.

જે ડુંગરમાંથી બળતા પદાર્થ નિકળીને બહાર પડે છે તેને **જવાળામુખી** કહે છે.

સપાટ જમીનના મોટા ભાગને **મેદાન** કહેછે.

પર્વત અથવા ડુંગર ઉપર આવેલાં મોટાં મેદાનને **ઉંચ્ચ સમભૂદેશ** કહે છે.

ઊંચી ભૂમિના જે ભાગમાંથી પાણી જૂદી જૂદી દિશાએ વહે છે તેને **જળાશય** કહે છે.

જે મેદાનમાં વનસ્પતિ થતી નથી, અને માણસની વસ્તી હોતી નથી, તેને **રણ** કહે છે.

જમીનનો જે ભાગ પાણીના કોઇ પણ ભાગની પાસે હોય છે. તેને **કિનારો** કહે છે.

---

## ૯. પાણીના પ્રાકૃતિક (કુદરતી) ભાગો.

પૃથ્વીની સપાટીપરનાં પાણીના પ્રાકૃતિક ભાગો મહાસાગર, સમુદ્ર, અખાત, સામુદ્રધુનિ, સરોવર, નદી, ખાડી અને બંદરછે.

પૃથ્વીનીસપાટી પરનાં પાણીના જે પાંચ મોટા ભાગ કર્યાછે તેમાના દરેક ભાગને **મહાસાગર** કહેછે.

મહાસાગર કરતાં નાના ખારા પાણીના ભાગને **સમુદ્ર** કહે છે.

જમીનના ખાંચામાં ગયલા સમુદ્રના ફાંટાને **અખાત** કહે છે. પોહોળાં મ્હોડાંના અખાતને **ઉપસાગર** કહે છે.

જે સાંકડો સમુદ્ર પાણીના બે ભાગને જોડેછે તેને **સામુદ્રધુનિ** કહે છે.

મીઠાં અથવા ખારાં પાણીનો જે ભાગ સઘળી બાજુએ જમીનથી ઘેરાયલો હોય છે તેને **સરોવર** કહે છે.

મીઠાં પાણીનો જે પ્રવાહ પર્વત અથવા સરોવરમાંથી નિકળીને સમુદ્ર અથવા સરોવરને મળે છે તેને **નદી** કહે છે.

જે જગામાંથી નદી નિકળે છે તે જગાને નદીનું **મુળ** કહે છે; અને જે જગાએ નદી સમુદ્રને મળે છે તે જગાને નદીનું **મુખ** કહે છે. જે નાની નદી બીજી મોટી નદીને મળેછે તેને **નદ્યંતરગામિ** કહે છે; અને જે જગાએ નદ્યંતરગામિ મોટી નદીને મળે છે તે જગાને **સંગમ** કહે છે.

સમુદ્રનું પાણી ભરતીની વખત અંદર આવે એવાં નદીનાં પોહોળાં મુખને **ખાડી** કહે છે.

કિનારા પાસેના સમુદ્રના જે ભાગમાં વહાણો સલામતી સાથ લંગરવાર થાય છે તેને **બંદર** કહે છે.

---

# प्रकरण २ जुं.

# मुंबई इलाको.

જે પ્રાંતમાં આપણે વસીએ છીએ તેને મુંબઈ ઇલાકો કહે છે. મુંબઈ ઇલાકો હિંદુસ્તાન દેશનો એક ભાગ છે, અને તેની પશ્ચિમ દિશાએ આવેલો છે. હિંદુસ્તાન એશિઆ ખંડની દક્ષિણે એક દેશ છે.

મુંબઈ ઇલાકો એક લાંબો અને સાંકડો મુલક છે. એની લંબાઈ આસરે ૧૦૦૦ મૈલછે; અને એની સરાસરી પોહોળાઈ આસરે ૧૯૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ સુમારે ૧,૯૦,૦૦૦ ચોરસ મૈલ છે. એમાં આસરે અઢી કરોડ માણસની વસ્તી છે.

## મુંબઈઇલાકાની સીમા.

મુંબઈ ઇલાકાની ઉત્તરે બલૂચિસ્તાન દેશ અને પંજાબ પ્રાંત છે; પશ્ચિમે બલૂચિસ્તાન અને અરબી સમુદ્ર છે; દક્ષિણે મદ્રાસ ઇલાકો અને મૈસોર પ્રાંત છે; અને પૂર્વે રજપૂતાના પ્રાંત, મધ્યહિંદુસ્તાનનાં સંસ્થાનો, મધ્ય પ્રાંત, બીરાર, અને હૈદ્રાબાદ પ્રાંત છે.

## મુંબઈઇલાકાના મુખ્ય ભાગો.

૧. સિંધપ્રાંત [સહિત.]

૨. ગૂજરાત પ્રાંત. ( કચ્છ અને કાઠીઆવાડ
૩. કોંકણ પ્રાંત ( મુંબઇ બેટ સહિત )
૪. દખણ પ્રાંત.
૫. દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંત (ઉત્તર કાનડા સહિત)

દરેક પ્રાંતના જિલ્લા અને દેશી સંસ્થાનમાં વિભાગ કરવામાં આવ્યાછે. પ્રાંતોનો જે ભાગ દેશીરાજ્યોથી રોકાયલો નથી, તે ભાગ જિલ્લાઓમાં ગણાય છે. દેશીરાજાઓ અંગ્રેજ સરકારને ખંડણી આપેછે, અને તેઓની દરબા-રમાં નીમેલા અંગ્રેજી અમલદારોની સલાહ પ્રમાણે રાજ્ય કારભાર ચલાવે છે.

કેટલાંએક નાના રાજ્યોને ભેગાં કરીને એકજ અંગ્રેજ અમલદારની દેખરેખ તલે સોંપેલાં હોયછે. એવાં ભેગાં કરેલાં રાજ્યોને એજન્સિ કહે છે.

## મુંબઈ ઈલાકાના મુખ્ય પર્વત.

૧. હાલા પર્વત—સિંધ પ્રાંતમાં.
૨. ગિરનાર પર્વત—કાઠીઆવાડમાં.
૩. સાતપૂડા પર્વત—ગુજરાત અને દખણમાં.
૪. સહ્યાદ્રિ પર્વત અથવા પશ્ચિમ ઘાટ—કોંકણ અને દખણની વચ્ચે.

## મુંબઈ ઇલાકાના મુખ્ય અખાત.

૧. કચ્છનો અખાત—કચ્છ અને કાઠીઆવાડની વચ્ચે.

૨. ખંભાતનો અખાત—કાઠીઆવાડની પૂર્વે.

## મુંબઈ ઈલાકાની મુખ્ય નદી.

૧. સિંધુ—સિંધ પ્રાંતમાં વહે છે, અને અરબી સમુદ્રને મળેછે.

| | | |
|---|---|---|
| ૨. | બનાસ. | ગુજરાત પ્રાંતમાં વહે છે, અને કચ્છના રણને મળે છે. |
| ૩. | સરસ્વતી. | |
| ૪. | સાબરમતી. | ગુજરાતમાં વહે છે, અને ખંભાતના અખાતને મળે છે. |
| ૫. | મહી. | |
| ૬. | નર્મદા. | |
| ૭. | કીમ. | |
| ૮. | તાપી. | |
| ૯. | ગોદાવરી. | દખણ પ્રાંતમાં વહે છે. |
| ૧૦. | નીરા. | |
| ૧૧. | ભીમા. | |
| ૧૨. | કૃષ્ણા. | દખણ અને દક્ષિણ મહારાષ્ટ્રમા વહે છે. |
| ૧૩. | તુંગભદ્રા. | |

## મુંબઈ ઇલાકાની રાજ્યરીતિ.

આખા મુંબઇ ઇલાકાપર એક અંગ્રેજ અમલદાર હકુમત ચલાવે છે, જેને 'ગવર્નર' કહે છે, અને જેની નીમણુક ઇંગ્લાંડનાં મહારાણી કરે છે. ગવર્નરને રાજ્ય કારભારમાં સલાહ આપવાને અને મદદ કરવાને ત્રણ મોટા અધીકારીઓ હોય છે, જેઓ 'કાઉન્સિલર' કેહેવાય છે,

એક કાઉન્સિલરને મેહેસુલ ખાતાંના અમલદારોમાંથી નીમવામાં આવેછે, અને તે મેહેસુલ ખાતાંનો વહીવટ ચલાવેછે; બીજો ન્યાયખાતાંના અમલદારોમાંથી નીમવામાં આવે છે, અને તે ન્યાય ખાતાંનો વહીવટ ચલાવેછે; અને ત્રીજો ઇલાકાનો સેનાધીપતી છે, જે લશકરી ખાતાંનો સઘળો વહીવટ ચલાવે છે. ઇલાકાનાં મુખ્ય શેહેર મુંબઇમાં ઇનસાફની મોટી અદાલત છે, જેનો વડો ન્યાયધીશ ઇલાકાની સઘલી અદાલતો ઉપર દેખરેખ રાખે છે.

ઇલાકા માહેલાં સઘળાં દેશી રાજ્યો મુંબઇના ગવર્નરના તાબા હેઠળ છે.* દેશી સંસ્થાનો અને 'એજન્સિ' માં ઇંગ્રેજ સરકાર તરફથી ઇંગ્રેજ અમલદારો રહે છે, જેઓને 'પોલીટીકલ એજન્ટ' કહે છે. પોલિટિકલ એજન્ટો દેશી રાજા અને તેમના કારભારીઓને રાજ્યકારભારમાં મદદ કરેછે અને સલાહ આપે છે, અને રૈયતપર જુલમ થતો અટકાવે છે. એ અમલદારો મુંબઇના ગવર્નરના હુકમ મુજબ ચાલે છે. કેટલાંએક મોટાં રાજ્યો અથવા એજન્સિ માં એક અથવા વધારે 'આસિસ્ટંટ પૉલિટિકલ એજન્ટ' નીમેલા હોય છે, જેમના તાબામાં રાજ્ય અથવા અજન્સિના ભાગો સોંપેલા હોય છે.

ઇલાકાના સઘળા જિલ્લાઓને ચાર 'કમીશનર'ના તાબામાં સોંપેલા છે. ઊત્તર વિભાગના કમીશનરના તાબામાં ગૂજરાત પ્રાંતના જિલ્લા, અને રત્નાગિરિ સિવાય કોકણ પ્રાં-

* વડોદરા સંસ્થાન હિંદુસ્તાનના ગવર્નર જેનરલની હકુમત નીચે છે.

તના જિલ્લા છે. મધ્ય વિભાગના કમીશનરના તાબામાં દખણ પ્રાંતના જિલ્લા છે. દક્ષિણ વિભાગના કમીશનરના તાબામાં દક્ષિણ મહારાષ્ટ પ્રાંતના જિલ્લા અને રત્નાગિરિ જિલ્લો છે. સિંધ પ્રાંતના કમીશનરના તાબામાં સિંધ પ્રાંત છે. કમીશનરોના તાબામાં કેટલીએક નાની 'પોલિટિકલ એજન્સિ' પણ સોંપેલી છે. સઘળા કમીશનરો મુંબઇના ગવર્નરના હુકમ મુજબ ચાલે છે.

કમીશનરોના તાબા હેઠળ દરેક જિલ્લામાં હકુમત ચલાવવાને 'કલેક્ટર' નીમેલા છે. કલેક્ટરને મદદ કરવાને 'આસિસ્ટંટ કલેક્ટર' અને 'ડેપ્યુટી કલેક્ટર' હોય છે, જેઓને જિલ્લાના ભાગો સોંપવામાં આવે છે. દરેક જિલ્લાના તાલુકામાં ભાગ કરેલાછે. દરેક તાલુકામાં એક મામલતદાર હકુમત ચલાવેછે, જે કલેક્ટરના હુકમ મુજબ ચાલે છે.

---

## એક સિંધ પ્રાંત.

સિંધ પ્રાંત મુંબઇ ઇલાકાની ઉત્તરે, બલૂચિસ્તાન દેશ અને રજપૂતાના પ્રાંતની વચ્ચે આવેલો છે. એ પ્રાંતના લોકોને સિંધી લોક કહે છે, જેઓનો લગભગ પોણો ભાગ મુસલમાની ધર્મ પાળે છે; બાકીના હિંદુછે. એ પ્રાંતની મુખ્ય ભાષા સિંધી અને બલૂચી છે. સિંધમાં વરસાદ થોડો પડેછે; પણ સિંધુ નદીમાં રેલ આવે છે અને પાણી આસપાસના મુલકમાં ફરી વળેછે, તેથી ધરતી રસાળ બને છે.

સિંધ પ્રાંતના ત્રણ જિલ્લા અને બે પરગણામાં ભાગ કરવામાં આવ્યાછે. વળી એમાં ખેરપુર નામે એક દેશી

સંસ્થાન છે. હૈદ્રાબાદ શેહેર જે સિંધુ નદીને કાંઠે આવેલું છે તે સિંધ પ્રાંતની રાજધાની છે. એ પ્રાંતનું મુખ્ય બંદર કરાંચી છે.

---

## સિંધ પ્રાંતના વિભાગો અને શેહેરો.

| જિલ્લા | મુખ્ય શેહેરો. |
|---|---|
| ૧. શિકારપુર............ | શિકારપુર; સકકર. |
| ૨. હૈદ્રાબાદ ............... | હૈદ્રાબાદ |
| ૩. કરાંચી.................... | કરાંચી; કોટ્રી |
| પરગણાં | |
| ૪. ઉપલો સરહદનો મુલક.... | જેકબાબાદ |
| ૫. થર અને પારકર ............... | અમરકોટ |
| દેશી સંસ્થાન | |
| ૬. ખેરપુર .......................... | ખેરપુર |

---

## ૨. ગૂજરાત પ્રાંત.

ગૂજરાત પ્રાંત મુંબઇ ઈલાકાના મધ્ય ભાગમાં, અરબી સમુદ્ર અને મધ્ય હિંદુસ્તાનનાં દેસી સંસ્થાનોની વચ્ચે આવેલો છે. એ પ્રાંતમાં મુખ્યત્વે કરીને ગુજરાતી હિંદુઓ વસે છે, અને ઘણા ખરાં લોકો હિંદુ ધર્મ પાળેછે. એ પ્રાંતની મુખ્ય ભાષા ગૂજરાતી છે, અને એની ધરતી ઘણી રસાળ છે. એ પ્રાંતમાં સાબરમતી, મહી, નર્મદા, તાપી, કીમ, પૂર્ણા, બનાસ, અને સરસ્વતી નદીઓ વહે છે.

ગુજરાત પ્રાંતમાં ઘણાં દેશી રાજ્યો છે. એ પ્રાંતનાં સધળા મળી ૧૪ વિભાગ કરવામાં આવ્યા છે. એ વિભાગોમાં પાંચ જિલ્લા, ત્રણ દેશી સંસ્થાન, અને છ એજન્સિ છે. **અમદાવાદ** શેહેર જે સાબરમતી નદી ઉપર આવેલું છે, તે ગૂજરાત પ્રાંતની રાજધાની છે. ગૂજરાત પ્રાંતનાં મુખ્ય બંદર **સુરત**, ભરૂચ, ખંભાત, ઘોઘા, પોરબંદર અને **કચ્છમાંડવી** છે. ગૂજરાત પ્રાંતમાં બે મોટી લોઢાની સડકછે; એક 'બોમ્બે બરોડા' અને બીજી 'રજપૂતાના માળવા.' દેશી રાજાઓએ પણ પોતાના મુલકોમાં કેટલીએક નાની લોઢાંની સડક બાંધી છે.

---

## ગૂજરાત પ્રાંતના વિભાગો.

| જિલ્લા. | સંસ્થાનો. | એજન્સિ. |
|---|---|---|
| ૧. અમદાવાદ | ૬. કચ્છ | ૯. કાઠીઆવાડ |
| ૨. ખેડા | ૭ વડોદરા | ૧૦. પાલનપુર |
| ૩. પંચમહાલ | ૮. ખંભાત | ૧૧. મહીકાંઠા |
| ૪. ભરૂચ | | ૧૨. રેવાકાંઠા |
| ૫. સુરત | | ૧૩. પંચમહાલ |
| | | ૧૪. સુરત |

---

## (૧) અમદાવાદ જિલ્લો.

અમદાવાદ જિલ્લો ગૂજરાત પ્રાંતના ઉત્તર ભાગમાં આવેલો છે. એનો ઘણો ખરો મુલક સપાટ છે, અને એમાં મુખ્ય નદી સાબરમતીછે. એ જિલ્લામાં ખેતીવાડીનું કામ સારૂં ચાલે છે. એ જિલ્લાના સાત તાલુકા કર્યા છે. જિલ્લા-

ની મુખ્ય પેદાશ રૂ, ગળી, દીવેળી, ડાંગર, ઘઉં, અને શેરડી છે.

અમદાવાદ જિલ્લાનું મુખ્ય શેહેર **અમદાવાદ** છે, જે સાબરમતીને કાંઠે આવેલું છે. એ શેહેરમાં આગળના વખતની ઘણી સુંદર ઇમારતો છે. એ શેહેરમાં મદ્રેસાઓ, હાઇસ્કૂલો અને કન્યા શાળાઓ સ્થાપેલી છે, અને તેમને માટે શોભાયમાન મકાનો બાંધેલાં છે. એ શેહેરમાં વળી રેશમી કાપડ ઘણું વણાય છે.

અમદાવાદ જિલ્લાનાં બીજાં મોટાં શેહેરો **વીરમગામ, ધોળકા, ધોલેરા અને ઘોઘા** છે.

---

## (૨) ખેડા જિલ્લો.

ખેડા જિલ્લો અમદાવાદ જિલ્લાની પૂર્વે આવેલો છે. એ જિલ્લાની જમીન સપાટ અને રસાળ છે, અને એમાં કેટલીએક નદીઓ વહે છે, જેમાં મહી નદી મુખ્ય છે. એ જિલ્લાનાં પણ સાત તાલુકા કર્યા છે.

ખેડા જિલ્લાનું મુખ્ય શેહેર **ખેડા** છે, જ્યાં કલેકટરની કચેરી છે; પણ એ જિલ્લાનું ઘણું વસ્તીવાળું શેહેર **નડીઆદ** છે. બીજાં મોટા શેહેરો **કપડવણજ, ડાકોર, ઉમરેઠ, અને બોરસદ** છે.

---

## (૩) પંચમહાલ જિલ્લો.

પંચમહાલ જિલ્લો ખેડા જિલ્લાની પૂર્વે આવેલો છે. રેવાકાંઠા એજન્સિનો થોડો ભાગ વચ્ચે આવ્યાથી, એ જિલ્લાના બે ભાગ થઇ ગયા છે. એક ભાગનું મુખ્ય શેહેર

ગોધરા છે, અને બીજા ભાગનું મુખ્ય શેહેર દાહોદ છે. એ જિલ્લાના ત્રણ તાલુકા કર્યા છે. એ જિલ્લાની જમીન ઊંચી નીચી અને વેરાન છે, તેથી ખેતીવાડીનું કામ સારૂં ચાલતું નથી.

---

## (૪) ભરૂચ જિલ્લો.

ભરૂચ જિલ્લો ખેડા જિલ્લાની દક્ષિણે આવેલો છે, એ જિલ્લાની પશ્ચિમે ખંભાતનો અખાત છે. એમાં નર્મદા અને કીમ નદી વહેછે. નર્મદા નદી ઘણી મોટી અને ઊંડીછે, તેથી એની મારફતે બોહોળો વેપાર ચાલે છે. એ જિલ્લાની જમીન ઘણી રસાળ છે, અને ખેતીવાડી સારી ચાલેછે. એની મુખ્ય પેદાસ રૂ છે. એ જિલ્લાના પાંચ તાલુકા કર્યાછે.

ભરૂચ જિલ્લાનું મુખ્ય શેહેર ભરૂચ છે, જે નર્મદા નદીનાં મુખ આગળ આવેલું છે. એ શેહેરમાં વેપાર રોજગાર સારો ચાલે છે. બીજાં મોટાં શેહેરો અંકલેશ્વર. હાંસોટ, આમોદ, અને જંબુસર છે.

---

## (૫) સુરત જીલ્લો.

સુરત જિલ્લો ભરૂચ જિલ્લાની દક્ષિણે આવેલો છે. એની પશ્ચિમે ખંભાતનો અખાત અને અરબી સમુદ્ર છે. એ જિલ્લાની જમીન ઘણીખરી સપાટ અને રસાળ છે. એમાં મુખ્ય નદીઓ તાપી, કીમ અને પુર્ણા છે. એ જિલ્લાની મુખ્ય પેદાશ રૂ, ડાંગર, જુવાર, ઘઊં, દીવેલી અને શેરડી છે. એ જિલ્લાના આઠ તાલુકા કર્યા છે.

સુરત જિલ્લાનું મુખ્ય શેહેર સુરત છે, જે તાપી નદીના મુખ આગળ આવેલું છે. એમાં એક લાખ કરતાં વધારે માણસની વસ્તી છે. એમાં ઘણી નિશાળો અને કારખાનાં છે. એ શેહેરમાં આગળ ઘણી વસ્તી હતી, અને એ પશ્ચિમ હિંદુસ્તાનનું સર્વથી મોટું બંદર ગણાતું હતું. એમાં પેહેલાં બોહોળો વેપાર ચાલતો હતો, પણ વારંવારની મોટી આગોથી, અને મુંબઇ વેપારનું મુખ્ય મથક થયાથી, એ શેહેરનો વેપાર તૂટી ગયો છે.

સુરત જિલ્લાનાં બીજાં શેહેરો રાંદેર, ઓરપાડ, માંડવી, બારડોલી, જલાલપોર, ચીકલી, વલસાદ, પારડી, અને ઉડવાડા છે.

---

## (૬) કચ્છ સંસ્થાન.

કચ્છ દેશ સિંધ અને કાઠીઆવાડની વચ્ચે છે. એની ઉત્તરે મોટું રેતીનું મેદાન છે, જેને કચ્છનું રણ કહે છે. એ રણ ચોમાસામાં પાણીથી ભરપુર હોય છે. એ દેશનો દક્ષિણ ભાગ સપાટ છે, ને જમીન રસાળ છે. ઉત્તર અને મધ્ય ભાગમાં ડુંગરાં આવેલાં છે. એ દેશમાં કોઇ મોટી નદી નથી. કચ્છમાં હિંદુ રાજા છે, જે 'રાવ' ના નામથી ઓળખાય છે. કચ્છની સોના રૂપાની નકસીદાર કારીગિરીઓ ઘણી વખણાય છે, અને એ દેશમાં સુતરાઉ અને રેશમી કાપડ વણવાનાં કારખાનાં છે.

કચ્છની રાજધાની ભૂજ છે, જે ૧૬૦૫ માં વસાવ્યું હતું. પોલિટિકલ એજન્ટ પણ ભૂજમાં રહેછે. એ શેહેરમાં કેળવણી આપવાનું કામ ઘણું સારૂં ચાલે છે, અને

તેને માટે કેટલીએક નિશાળો સ્થાપેલી છે. કચ્છનું વેપારનું મુખ્ય મથક માંડવી બંદર છે, જેમાં ભારે વસ્તી છે.

## (૭) ખંભાત સંસ્થાન.

ખંભાત સંસ્થાન અમદાવાદ અને ખેડા જિલ્લાની વચ્ચે આવેલું છે. એની દક્ષિણે ખંભાતનો અખાત છે. એ સંસ્થાનનો હાકેમ એક મુગલ છે, જે નવાબને નામે ઓળખાય છે. એ સંસ્થાનનો પોલિટિકલ એજન્ટ ખેડાનો કલેકટર છે.

એ સંસ્થાનનું મુખ્ય શેહેર ખંભાત છે, જે મહી નદીનાં મુખ આગળ આવેલું છે.

## (૮) વડોદરા સંસ્થાન.

વડોદરા સંસ્થાનના ભાગો ગૂજરાત પ્રાંતમાં ઘણા વીખરાતા, અને બીજાં રાજયો જોડે ભેળાઇ ગયલા છે. મુંબઇ ઇલાકાનાં દેશી રાજયોમાં એ સર્વથી મોટું રાજય ગણાય છે. એ રાજય અગાઉ મુંબઇના ગવર્નરના તાબામાં હતું, પણ થોડાં વર્ષ થયાં હિંદુસ્તાનના ગવર્નર જેનરલના તાબા હેઠળ છે; જેનો એક એજન્ટ એ સંસ્થાનની દેખરેખ રાખે છે.

વડોદરા સસ્થાનનું મુખ્ય શેહેર વડોદરા છે, જેમાં મહારાજા ગાયકવાડ રહે છે; અને શેહરમાં કેટલીએક સુંદર ઇમારત, અને કેળવણી આપવાનાં શોભાયમાન મકાન બાંધેલાં છે. એ સંસ્થાનના બીજાં મોટાં શેહરો નવસારી, ગણદેવી, અમરેલી, અને પાટણ છે.

## (૮) કાઠીઆવાડ એજન્સિ.

કાઠીઆડ મુંબઇ ઇલાકાની પશ્ચિમે કચ્છ અને ખંભાતાના અખાતની વચ્ચે એક મોટો દ્વિપકલ્પ છે. એમાં ગિરનાર નામે એક પર્વત છે. એમાં કોઈ મોટી નદી વહેતી નથી; એના રાજકાજના બંદોબસ્ત માટે અંગ્રેજ સરકાર તરફથી એક પોલિટિકલ એજન્ટ રેહે છે, જેની કચેરી રાજકોટ શેહેરમાં છે. એ એજન્સિના ચાર ભાગો કર્યા છે. દરેક ભાગ એક આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટની દેખરેખ હેઠળ છે.

| એજન્સિના ભાગો. | આ૦ પો૦ એજન્ટનું મથક. |
|---|---|
| ૧. ઝાલાવાડ પ્રાંત. | વઢવાણ. |
| ૨. ગોહેલવાડ પ્રાંત. | સોનગઢ. |
| ૩. સોરઠ પ્રાંત. | માણેકવાડા. |
| ૪. હાલાર પ્રાંત. | રાજકોટ. |

કાઠીઆવાડમાં નાનાં મોટાં મળીને ૨૧૮ સંસ્થાનોછે, જેમાંનાં મુખ્ય નીચે જણાવ્યાં છે, એ સંસ્થાનોના રાજા એજ નામનાં શેહેરોમાં રાજ કરે છે. એ મુખ્ય સંસ્થાનોમાં ભાવનગરનું સંસ્થાન કેળવણી અને વેપારમાં સર્વથી આગળ વધ્યું છે.

| | |
|---|---|
| ૧. જુનાગઢ | ૬. મોરબી |
| ૨. નવાનગર | ૭. લીમડી |
| ૩. ભાવનગર | ૮. રાજકોટ |
| ૪. ધ્રાંગદ્રા | ૯. ગોંડળ |
| ૫. પોરબંદર | ૧૦. વઢવાણ |

---

## (૧૦) પાલનપુર એજન્સિ.

પાલનપુર એજન્સિ ગૂજરાત પ્રાંતની છેક ઉત્તરે છે. એ એજન્સિમાં બનારસ અને સરસ્વતી નદી વેહે છે. એની મુખ્ય પેદાશ રૂ, શેરડી, અને ડાંગર છે. એમાં ૧૧ સંસ્થાનો છે, તેમાં પાલણપુર અને રાધનપુર મુખ્ય છે.

પાલનપુર એજન્સિનાં મુખ્ય શેહેરો પાલનપુર, દીસા, અને રાધનપુર છે. પાલનપુરમાં પોલિટિકલ એજન્ટ રહેછે; અને દીસામાં અંગ્રેજી લશકરની છાવણી છે.

---

## (૧૧) મહી કાંઠા એજન્સિ.

મહીકાંઠા એજન્સિ ગુજરાત પ્રાંતનાં ઇશાન ખુણામાં, અમદાવાદ અને ખેડા જિલ્લાની ઉત્તરે છે. એ એજન્સિમાં સાબરમતી નદી વહે છે. એમાં નાના મોટા મળી ૪૮ રાજાઓ છે, અને મુખ્ય સંસ્થાન ઈડર છે.

એ એજન્સિનું મુખ્ય શેહેર સાદરા છે, જયાં પોલિટિકલ એજન્ટ રહે છે.

---

## (૧૨) રેવાકાંઠા એજન્સિ.

રેવાકાંઠાં એજન્સિ ગુજરાત પ્રાંતની પૂર્વે છે. એ એજન્સિમાં રાજપીપલા નામે પર્વત છે, અને મહી અને નર્મદા નદી વહે છે. એ એજન્સિમાં ચાર મુખ્ય સંસ્થાનો છે:—૧. રાજપીપલા; ૨. છોટા ઉદેપુર; ૩. બારીઆ. ૪. લુણાવાડા. રાજપીપલા સંસ્થાન સર્વથી મોટું છે, અ-

ને તેમાં મુખ્ય શેહેર દાહોદ છે. પોલિટિકલ એજન્ટ વડોદરામાં રહે છે.

---

## (૧૩) પંચ મહાલ એજન્સિ.

પંચ મ્હાલ એજન્સિ પંચ મહાલ જિલ્લાની દક્ષિણે છે. એમાં મુખ્ય સંસ્થાન નારૂકોટ છે. એ એજન્સિ પંચમહાલના કલેકટરના તાબામાં છે.

---

## (૧૪) સુરત એજન્સિ.

સુરત એજન્સિનાં ત્રણ નાનાં સંસ્થાન છે, જે સુરત જિલ્લામાં વીખરાયલાં છે. એ સંસ્થાનો સચીન, વાંસદા, અને ધરમપુર છે. સુરતનો કલેકટર એ સંસ્થાનોનો પોલિટિકલ એજન્ટ છે.

---

## ગુજરાત પ્રાંતનાં મુખ્ય શેહેરો

૧. અમદાવાદ
૨. સુરત
૩. ભરૂચ
૪. નડીઆદ
૫. વીરમગામ
૬. ખેડા
૭. ગોધરા
૮. દાહોદ
૯. વડોદરા
૧૦. ભૂજ
૧૧. માંડવી
૧૨. ખંભાત
૧૩. ભાવનગર
૧૪. જુનાગઢ
૧૫. રાજકોટ
૧૬. પાલનપુર

---

# (૩) કોકણ પ્રાંત.

કોકણ પ્રાંત અરબીસમુદ્ર અને સહ્યાદ્રી પર્વતની વચ્ચેનો લાંબો સાંકડો મુલક છે, જે ઉત્તરે ગુજરાત પ્રાંતની દક્ષિણ હદથી તે દક્ષિણ ફીરંગી લોકના ગોવા પ્રાંત સુધી લંબાયલો છે. એ આખો પ્રાંત, સમુદ્રના કિનારાની પાસેના થોડા ભાગ શિવાય, નાના ડુંગરોની હારથી અને ખાણોથી ભરપુર છે, અને એમાં મોટા જંગલો છે. એમાં ખેતીવાડીનું કામ સારૂં ચાલતું નથી. કોકણ પ્રાંતના ઘણા ખરા લોકો મરેઠી હિંદુઓ છે, અને તેમની ભાષા મરાઠી છે. એ પ્રાંતમાં નાની નદીઓ ઘણી છે, કોકણ પ્રાંતની મુખ્ય પેદાશ ડાંગર, નાળિએર, અને શેરડી છે.

કોકણ પ્રાંતના સાત વિભાગ કર્યા છે; તેમાં ચાર જિલ્લા અને ત્રણ દેશી સંસ્થાનો છે. મુંબઈ બેટ પણ એક જિલ્લો ગણાય છે. કોકણ પ્રાંતનાં મુખ્ય બંદર મુંબઈ, રત્નાગિરિ, વિંગોર્લા, અને હર્નાઈ છે.

## કોકણ પ્રાંતના વિભાગો અને શેહેરો.

| જિલ્લા | મુખ્ય શેહેરો |
|---|---|
| ૧. મુંબઈ બેટ | મુંબઈ |
| ૨. થાણા જીલ્લો | થાણા; વાંદરા; વસાઈ; કલ્યાણી |
| ૩. કોલાબા જિલ્લો | અલિબાગ |
| ૪. રત્નાગિરિ જિલ્લો | રત્નાગિરિ; વિંગોર્લા; હર્નાઈ. |
| દેશી સંસ્થાનો | |
| ૫. ઝવાર | ઝવાર |

૬. જંજીરા.....................જંજીરા

૭. સાવંત વાડી ........સાવંત વાડી

ઝવાર સંસ્થાન થાણા જિલ્લાની વચમાં આવેલું છે, અને થાણાનો કલેકટર એ સંસ્થાનનો પોલિટિકલ એજન્ટ છે. જંજીરા સંસ્થાન કોલાબા જિલ્લાની પશ્ચિમે અરબી સમુદ્રને કાંઠે છે; અને સાવંતવાડી સંસ્થાન રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે છે.

---

## મુંબઈ બેટ.

મુંબઈ બેટ પહેલાં ફીરંગી લોકોને તાબે હતો પણ ૧૬૬૨માં ઈંગ્રેજ લોકોને સ્વાધીન કરવામાં આવ્યો હતો. મુંબઇ બેટના જે ભાગને હાલ કોટ કહે છે, તે ભાગની આસપાસ ફીરંગી લોકોએ એ સંસ્થાનનાં રક્ષણને માટે એક મજબુત કોટ બાંધ્યો હતો. એ કોટ ૧૮૬૩માં અંગ્રેજ સરકારે ભાંજી નાખ્યો. મુંબઈના ટાપુની લંબાઈ આસરે ૧૧ મૈલ છે, અને સરાસરી પોહોળાઈ આંસરે ૩ મૈલ છે. એ બેટની વસ્તી ૮,૦૦,૦૦૦ માણુસની છે. એમાં મુખ્ય દેશી ભાષા ગુજરાતી અને મરાઠી છે; પણ વેપારને અર્થે દુનિયાના સઘળા ભાગોના લોકો એ શેહેરમાં આવે છે.

મુંબઈ બેટની પૂર્વે, અને એ બેટ અને કોકણના કિનારાની વચ્ચે, મુંબઈનું પ્રખ્યાત બંદર છે. એ બંદરનો વિસ્તાર મોટો છે, અને એ દુનિઆનાં સર્વથી મોટાં બંદરોમાંનું એક બંદર ગણાય છે. આખાં હિંદુસ્થાનમાં સૌથી સરસ બંદર છે. એ બંદરની આસપાસ જમીન આવવાથી તોફાણી પવનથી વહાણોનું એ બંદરમાં સારી રીતે રક્ષણ

થાય છે. એ બંદરમાં કેટલાંએક નાના ટાપુ છે, જેમાં ઘારા-પુરીનો બેટ પ્રખ્યાત છે, કેમકે ત્યાં આગળા વખતનાં ડુંગ-રમાં કોરી કાઢેલાં દેહેરાં છે, જે સર્વ લોકો જોવા જાય છે.

મુંબઇ શેહેર સમુદ્રની વચ્ચે આવેલું છે, તેથી એ શેહેરની હવા સુખાકારી ભરેલી છે. એ શેહેરનાં લોકોને પાણી પૂરૂં પાડવા અંગ્રેજ સરકારે સાષ્ટી * બેટમાં વીહાર અને તુલસી નામના બે તળાવો બાંધેલા છે, જેમાંથી લોઢાંના નલો વડે મુંબમાં મીઠું પાણી લાવવામાં આવે છે; પણ એ બે તળાવોનું પાણી મુંબઇની વધતી જતી વસ્તીને પુરતું નહીં હોવાથી મુંબઇથી ૬૦) મૈલને છેટે 'તાનસા' નામનુ ત્રીજું તળાવ હાલ બંધાય છે, જેનું પાણી મુંબઇમાં લાવ-વાથી પાણીને લગતી સઘળી અડચણ મટી જશે એવી આશા રાખવામાં આવે છે.

મુંબઇ શેહેરમાં શોભાયમાન ઇમારતો બહુ છે, તેથી એ શેહેરનો દેખાવ ઘણો સુંદર લાગે છે. એમાં સંખ્યાબંધ વિદ્યાલયો છે, અને કેલવણીનુ કામ ઘણું સારૂં ચાલે છે. હ-જારો કારીગરો પોતાના હુનર વડે એ શેહેરમા પોતાનું ગુજ-રાન કરે છે. પણ એ શેહેરનો સર્વથી મોટો ઉદ્યમ સુતર કાંત-વાનો અને કાપડ વણવાનોછે, જેને માટે સંખ્યાબંધ મીલો એ શેહેરમાં બંધાઇ છે, અને હજારો માણસોને રોજી મળે છે. એ શેહેરમાં કેટલીએક ગોદીઓ છે, જેમાં એક તરતી ગોદી છે.

---

* સાષ્ટી મુંબઇની ઉત્તરે થાણા જિલ્લામાં એક બેટછે, જે મુંબઈ સાથે પુલોથી જોડાયલો છે.

મુંબઇ શેહેરના મુખ્ય ભાગો નીચે જણાવ્યા છે:—

૧. કોલાબા.
૨. કોટ.
૩. એસપ્લેનેડ.
૪. ધોબીતળાવ.
૫. મારકીત.
૬. માંડવી.
૭. ભૂલેસ્વર.
૮. ખેતવાડી.
૯. ઉમરખાડી.
૧૦. ગીરગામ.
૧૧. ચોપાટી.
૧૨. મલબારહીલ.
૧૩. ખંબાલા હીલ.
૧૪. તારદેવ.
૧૫. કામાતીપુરા.
૧૬. ભાયખલા.
૧૭. મજગામ.
૧૮. ચીચપુગલી.
૧૯. પરેલ.
૨૦. નાયગામ.
૨૧. વરલી.
૨૨. સીવરી.
૨૩ દાદર.
૨૪. માતુંગા.
૨૫. માહીમ.
૨૬. ધારાવી.
૨૭. સીમ.

---

## ૪. દખણ પ્રાંત.

દખણ પ્રાંત સહ્યાદ્રી પર્વત અને હૈદ્રાબાદ પ્રાંતની, વચ્ચે આવેલો છે. એ પ્રાંતમાં ગોદાવરી, નીરા, ભીમા કૃષ્ણા, તુંગભદ્રા, નદીઓ વહે છે, જે સઘળી પશ્ચિમ ઘાટમાંથી નિકળે છે. નદી કાંઠાની જમીન ઘણી રસાળ છે, પણ વરસાદ નિયમસર આવતો નથી, અને ઘણો થોડો આવે છે, તેથી એ પ્રાંતના કોઇ કોઇ ભાગમાં વારંવાર દુકાળ પડે છે. એ પ્રાંતમાં મુખ્ય વસ્તી મરેઠી હિંદુઓની છે. અને મુખ્ય ભાષા મરાઠી છે.

દખણ પ્રાંતના દશ ભાગ કર્યા છે; તેમાં છ જિલ્લા છે, બે દેશી સંસ્થાનો છે, અને બે એજન્સિ છે. પુણા શેહેર દખણ પ્રાંતની રાજધાની છે. એ શેહેરમાં આગલ મરેઠી પેશ્વાની રાજ્યગાદી હતી. હાલ ચોમાસામાં મુંબઈનો ગવર્નર પુણામાં જઇ રેહે છે, કારણકે એ વખતે ત્યાંની હવા ઘણી સારી હોય છે.

---

## દખણ પ્રાંતના વિભાગો અને શેહેરો.

| જિલ્લા. | મુખ્ય શેહેર. |
|---|---|
| ૧. ખાનદેશ............... | ધુળિયા; માલેગામ. |
| ૨. નાશક ............... | નાશક. |
| ૩. અહુમદનગર ........ | અહુમદનગર. |
| ૪. પુણા .................. | પુણા. |
| ૫. સતારા ............... | સતારા; મહાબળેશ્વર. |
| ૬. શોલાપુર ............ | શોલાપુર; બારસી; પંઢરપુર. |
| સંસ્થાન | |
| ૭. પેંઠ .................. | પેંઠ |
| ૮. અકલકોટ............ | અકલકોટ. |
| એજન્સિ............... | |
| ૯. ખાંનદેશ............... | |
| ૧૦. સતારા ............... | ભોર, ફલટન, ઔંધ; જત. |

પેંઠ સંસ્થાન નાસક જિલ્લાની પશ્ચિમે છે. અકલંકોટ સંસ્થાન શોલાપુર જિલ્લાની પૂર્વે છે. ખાનદેશ એજન્સિનાં સંસ્થાનો ખાનદેશ જિલ્લામાં, અને સતારા એજન્સિનાં સંસ્થાનો સતારા જિલ્લામાં છે.

# ૫. દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંત.

દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંત દખણ પ્રાંતની દક્ષિણે છે. એની પશ્ચિમે કોંકણ પ્રાંત, ગોવા, અને અરબી સમુદ્ર છે; અને એની પૂર્વે હૈદ્રાબાદ પ્રાંત અને મદ્રાસ ઇલાકો છે. એ પ્રાંતના પશ્ચિમ ભાગમાં ડુંગરોની હાર અને જંગલો છે, પણ પૂર્વ તરફનો ભાગ સપાટ ને રસાળ છે. એ પ્રાંતમાં કૃષ્ણા અને તુંગભદ્રા નદી વહે છે. એ પ્રાંતની મુખ્ય ભાષા મરાઠી અને કેનરીસ છે.

દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતના સાત ભાગ કર્યા છે; તેમાં ચાર જિલ્લા છે, બે દેશી સંસ્થાનો છે, અને એક એજન્સિ છે. ધારવાડ શેહેર એ પ્રાંતની રાજધાની છે. એ પ્રાંતની મુખ્ય બંદર કારવાર, કુમટા અને હોનાવર છે.

---

## દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતના વિભાગો અને શેહેરો.

જિલ્લા.

૧. કલાદગી............કલાદગી; બીજાપુર.
૨. બેલગામ ........ બેલગામ.
૩. ધારવાડ ............ ધારવાડ; હુબ્લી.
૪. ઉત્તર કાનડા .... કારવાર; કુમટા; હોનાવર.

સંસ્થાન.

૫. કોલાપુર ............ કોલાપુર.
૬. સાવનુર ............ સાવનુર.

એજન્સિ.

૭. દક્ષિણ મરાઠા જાગીર .... સાંગલી; જમખંડી, મીરજ; કુરંદવાડ, મુધોળ, રામદુર્ગ

# प्रकरण ३ जु

# हिंदुस्तान (बरमा प्रांतसहीत)*

## ૧. હિંદુસ્તાનની સીમા, વગેરે.

હિંદુસ્તાન એશિઆખંડની દક્ષિણે એક મોટો દેશ છે. બરમા પ્રાંત શિવાય હિંદુસ્તાન દેશની વચ્ચામાં વચ્ચી લંબાઈ ૧૯૦૦ મૈલ, અને પોહોળાઈ ૧૮૦૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ આસરે ૧૬,૦૦,૦૦૦ ચોરસ મેલ છે; અને એમાં વસ્તી સુમારે ૨૫,૦૦,૦૦,૦૦૦ માણસની છે.

સીમા—હિંદુસ્તાનની ઉત્તરે હિંદુકુશ, કર્કોરામ, અને હિમાચલ પર્વતો છે, જે એને તુર્કસ્તાન અને તિબેટથી જુદો પાડે છે; પશ્ચિમે અફગાનિસ્તાન અને બલૂચિસ્તાન દેશો અને અરબી સમુદ્ર છે; દક્ષિણે હિંદી મહાસાગર છે; અને પૂર્વે બંગાલાનો અખાત, સિઆમ પ્રાંત અને ચીન દેશ છે.

ઋતુ અને હવા—હિંદુસ્તાનમાં ત્રણ ઋતુ માલમ પડે છે; ૧. ઉનાળો એટલે ગરમીની મોસમ; ૨. શિયાળો એટલે ઠંડીની મોસમ; ૩. ચોમાસું એટલે વરસાદ અથવા સરદીની મોસમ. માર્ચ મહીનાથી જુન મહીના સુધી ગરમી

---

* આખો બરમા પ્રાંત હાલ અંગ્રેજી રાજ્ય સાથે જોડીદીધામાં આવ્યો છે, ને એ હિંદુસ્તાનના ગવર્નર જેનરલના તાબા હેઠળ છે, તેથી એને હિંદુસ્થાનમાં ગણ્યો છે.

પડે છે; જુનથી અકટોબર સુધી વરસાદ પડે છે; અને નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી ઠંડી પડે છે. હિંસ્તાનના મધ્ય અને દક્ષિણ ભાગમાં ગરમી ઘણી પડે છે; ઉત્તર ભાગમાં દક્ષિણ ભાગ કરતાં ઠંડી વધારે હોય છે.

**પેદાએશ:—(વનસ્પતિ)**—ઘઉં, ચોખા, બાજરી, જુવાર, રૂ, શણ, અફીણ, ગળી, ચા, બુંદ, તંબાકુ, શેરડી, મરી, તજ, એલચી, ગુંદર; સેંતુરનું ઝાડ, વાંસ, તાડ, નાળિએરી, ખજુરી; સાગ, સાલ, સીસમ, અબનુસ, સુખડ,

**(ખનીજ પદાર્થ)**—લોઢું, કોલસો, સોનું, ત્રાંબુ, સુસુરોખાર હીરા.

**(જાનવર)**—હાથી, વાઘ, સિંહ, ગેન્ડો, વાંદર; ઘોડો, ઉંટ, ભેંસ, બલદ, મેંઢું, બકરૂં.

---

## ૨. હિંદુસ્તાનના વીભાગો.

૧. મુંબઇ ઇલાકો.
૨. મદ્રાસ ઇલાકો.
૩. બંગાલા પ્રાંત.
૪. વાયવ્ય પ્રાંત.
૫. પંજાબ પ્રાંત (કાશમીર સહિત.)
૬. આઉડ અથવા અયોઢ્યા પ્રાંત.
૭. આસામ પ્રાંત.
૮. અપર બરમા પ્રાંત.
૯. લોઅર બરમા પ્રાંત.
૧૦. મધ્ય પ્રાંત.
૧૧. માઇસોર.

૧૨. હૈદ્રાબાદ અને બીરાર.
૧૩. મધ્ય હિંદુસ્તાન એજન્સિ.
૧૪. રજપૂતાના.
૧૫. નેપાલ અને ભૂતાન.
૧૬. ફીરંગી અને ફ્રેન્ચ સંસ્થાન.

---

## ૩. હિંદુસ્તાનની રાજ્ય રીતિ.

નેપાલ અને ભૂતાન પ્રાંતો સ્વતંત્ર દેશી રાજ્યો છે.

હિંદુસ્તાનમાં ફીરંગી લોકનાં ત્રણ અને ફ્રેન્ચ લોકનાં પાંચ સંસ્થાન છે. ફીરંગી સંસ્થાન ગોવા, દમન અને દીવ મુંબઇ ઇલાકામાં આવેલાં છે. ફ્રેન્ચ સંસ્થાન પોન્ડિચરી, કરિકલ, યાનાઉન, અને મહે મદ્રાસ ઇલાકામાં છે; અને ચન્દરનગર બંગાલા પ્રાંતમાં છે. એ સંસ્થાનોમાં ફીરંગી અને ફ્રેન્ચ સરકાર તરફથી નીમેલા હાકમો રાજ્ય ચલાવે છે.

ઉપર જણાવેલા ૧૫ મા અને ૧૬ મા વિભાગો સિવાય બાકીના સઘળા હિંદુસ્તાનના પ્રાંતો ઉપર ઇંગ્લાંડનાં મહારાણી તરફથી એક સુબો રાજ્ય ચલાવે છે, જેને "ગવર્નર જેનરલ" કહે છે. હિંદુસ્તાનની દક્ષિણે આવેલો સીલોન અથવા લંકાબેટ હિંદુસ્તાનમાં ગણાતો નથી, પણ એશિઆનો એક જુદો દેશ તરીકે ગણાય છે; તેથી એ બેટ હિંદુસ્તાનના "ગવર્નર જેનરલ" ના તાબામાં નથી. હિંદુસ્તાનની પડોસમાં આવેલા બીજા નાના બેટો "ગવર્નર જેનરલ" ની હકુમત હેઠળ છે.

"ગવર્નર જેનરલ" ના હાથ નીચે બે "ગવર્નર" છે, જેઓ મુંબઇ અને મદ્રાસ ઇલાકામાં અધિકાર ચલાવેછે; ત્રણ "લેફ્ટનન્ટ ગવર્નર" છે, જેઓ બંગાલા, પંજાબ, અને વાયવ્ય પ્રાંતમાં હકુમત ચલાવે છે; પાંચ "ચીફ કમીશનર" છે, જેઓ અયોધ્યા, આસામ, અપર બરમા લોઅર બરમા અને મધ્ય પ્રાંતમાં અધિકાર ચલાવેછે; અને ચાર "ગવર્નર જેનરલ" ના "એજન્ટ" અથવા રેસિડન્ત છે, જેઓને માઇસોર, હૈદ્રાબાદ, રજપુતાના, અને મધ્ય હિંદુસ્તાનનાં દેશી સંસ્થાનોમાં નીમેલા છે.

---

## ૪. હિંદુસ્તાનના ટાપુ, દ્વીપકલ્પ, ભુશિર, અને કોસ્તા.

**(અ) ટાપુઃ—**

૧. મુંબઇ, ૨. સાલસેટ (સાષ્ટી) — હિંદુસ્તાનના પશ્ચિમે, અરબી સમુદ્રમાં.

૩. લકદીવ બેટો, ૪. માલદીવ બેટો — હિંદુસ્તાનની નૈરૂત્ય દિશાએ, હિંદી મહાસાગરમાં.

૫. સીલોન (લંકા)—હિંદુસ્તાનની દક્ષિણે, હિંદી મહાસાગરમાં.

૬. આન્ડામન બેટો, ૭. નિકોબાર બેટો — હિંદુસ્તાનની પૂર્વે, બંગાલાના અખાતમાં.

૮. મર્ગી બેટો—લોઅર બરમાની પશ્ચિમે, બંગાલાના અખાતમાં.

## (આ) દ્વીપકલ્પઃ—

૧. કાઠીઆવાડ—હિંદુસ્તાનની પશ્ચિમે, કચ્છ અને ખંભાતના અખાતોની વચ્ચે.

## (ઈ) ભૂશિર.

૧. દીવ—કાઠીઆવાડ દ્વીપકલ્પની દક્ષિણે.

૨. કોમોરિન—હિંદુસ્તાનની દક્ષિણે.

૩. કેલિમીયર—હિંદુસ્તાનની અગ્નિ દિશાએ.

૪. પાલમાઈરાસ—હિંદુસ્તાનની પૂર્વે.

૪. નીગ્રેસ—બરમાની પશ્ચિમે.

## (ઊ) કોસ્તાઃ—

મલબાર કોસ્તો—હિંદુસ્તાનની નૈરૂત્ય દિશાએ.

૨. કોરોમાન્ડલ કોસ્તો—હિંદુસ્તાનની અગ્નિ દિશાએ.

---

# ૫. હિંદુસ્તાનના પર્વતો.

૧. હિંદુકુશ—હિંદુસ્તાનની વાયવ્ય દિશાએ.

૨. કૅરાકોરમ કાસ્મીરની ઉત્તરે.

૩. હિમાલય—હિંદુસ્તાનની ઉત્તરે.

શિખરોઃ—૧. એવરેસ્ટ અથવા ગવરીશંકર (જે પૃથ્વીનો સર્વથી ઉંચો ભાગ છે).

૨. ધવલાગિરિ.

૩. કિનચિનજંગા.

૪. નન્દાદેવી.

૫. કામાલેરી.

૪. સૂલિમાન પંજાબની પશ્ચિમે.

શિખરઃ—તખ્તિ સૂલિમાન.

૫. હાલા—સિંધ પ્રાંતની પશ્ચિમે.

૬. એરેવલી—રજપૂતાનામાં.

શિખરઃ—આબૂ.

૭. વિંઢયા—મધ્ય હિંદુસ્તાનમાં, નર્મદા નદીની ઉત્તરે.

૮. સાતપૂડા—મધ્ય હિંદુસ્તાનમાં, નર્મદા અને તાપી નદીની વચ્ચે.

૯. સહ્યાદ્રિ અથવા પશ્ચિમઘાટ—હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાની સમાંતર, તાપી નદીથી તે કોમોરિન ભૂશિર સુધી.

૧૦. પૂર્વઘાટ—હિંદુસ્તાનના પૂર્વ કિનારાની સમાંતર, મહાનદીથી તે કોમોરિન ભૂશિર સુધી.

૧૧. નિલગિરિ—માઇસોર પ્રાંતની દક્ષિણે.

## ઊંચા સમભૂદેશ.

૧. માળવા—મધ્ય હિંદુસ્તાનમાં વિંઢયા પર્વતની ઉત્તરે.

૨. દખ્ખણ—દક્ષિણ હિંદુસ્તાનમાં પશ્ચિમ અને પૂર્વ ઘાટની વચ્ચે.

## ૬. હિંદુસ્તાનના સમુદ્ર અને સરોવર.

### (અ) સમુદ્ર અને અખાતઃ—

૧. અરબી સમુદ્ર—હિંદુસ્તાનની પશ્ચિમે.
૨. કચ્છનો અખાત—કાઠીઆવાડ અને કચ્છની વચ્ચે.
૩. ખંભાતનો અખાત—કાઠીઆવાડ દ્વિપકલ્પની પૂર્વે.
૪. મનારનો અખાત—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.
૫. બંગાલાનો અખાત—હિંદુસ્તાનની પૂર્વે.
૬. માર્તાબાનનો અખાત—બરમાની પશ્ચિમે.

### (આ) સામુદ્રધુનીઃ—

૧. પાકની સમુદ્રધુની—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

### (ઇ) સરોવરઃ—

૧. વલર—કાશ્મીરમાં.
૨. મન્ચર—સિંધ પ્રાંતમાં.
૩. સમ્ભર—
૪. સર— } રજપૂતાનામાં.
૫. ચિલ્કા—
૬. પુલીકત— } હિંદુસ્તાનના પૂર્વ કિનારાપર.

---

## ૭. હિંદુસ્તાનની નદી.

૧. સિંધુ નદી—હિમાલય પર્વતમાંથી નિકળીને કાશ્મીર, પંજાબ, અને સિંધ પ્રાંતમાં વહે છે, અને અરબી સમુદ્રને મળેછે.

નદ્યંતરગામિઃ—૧. કાબૂલ; ૨. પંચનદ. (પંચ-

નદને પંજાબની પાંચ નદી—જેલમ, ચીનાબ, રવી, બીયા, અને સતલજ—મળેછે).

૨. **સાબરમતી નદી**—એરેવલી પર્વતમાંથી નિકળીને ગુજરાતમાં વહે છે, અને ખંબાતના અખાતને મળેછે.

૩. **મહી નદી**—માળવાના ઉંચ્ચ સમભુ દેશમાંથી નિકળીને ગુજરાતમાં વહે છે, અને ખંબાતના અખાતને મળે છે.

૪. **નર્મદા નદી**—મધ્ય હિંદુસ્તાનના પર્વતમાંથી નિકળીને મધ્ય પ્રાંત, માળવા અને ગુજરાતમાં વહેછે, અને ખંબાતના અખાતને મલેછે.

૫. **તાપી નદી**—સાતપૂડા પર્વતમાંથી નિકળીને મધ્ય પ્રાંત, ખાનદેશ, અને ગુજરાતમાં વહે છે, અને ખંબાતના અખાતને મળેછે.

૬. **ગંગા નદી**—હિમાલય પર્વતમાથી નિકળીને પંજાબ, વાયવ્ય પ્રાંત, અને બંગાલામાં વહે છે, અને બંગાલાના અખાતને મળેછે.

(હુગલી નદી ગંગા નદીમાંથી નિકળીને જુદે મુખે બંગાલાના અખાતને મળેછે.)

**નદ્યંતરગામિ—**

**૧. રામગંગા; ૨. ગોમ્તિ; ૩. ઘોઘરા; ૪. ગાન્ડક; ૫. કુસી; ૬. સોન; ૭. જમના.**

(જમના નદીને ચંબલ, બેત્વા અને સિંધ નદીઓ મળે છે.

૭. **બ્રહ્મપુત્ર અથવા સામ્પુ નદી**—હિમાલય પર્વ-

તમાંથી નિકળીને તિબેટ, આસામ, અને બંગાલા પ્રાંતમાં; વહેછે, અને બંગાલાના અખાતને મળેછે.

૮. ઇરાવાડી નદી—અપર અને લોઅર બરમામાં વહે છે, અને બંગાલાના અખાતને મળેછે.

૯. મહા નદી—મધ્ય હિંદુસ્તાનના પર્વતમાંથી નિકળીને મધ્ય પ્રાંત અને ઓરીસામાં* વહેછે, અને બંગાલાના અખાતને મળેછે.

૧૦. ગોદાવરી નદી—નાસક પાસે પશ્ચિમ ઘાટમાંથી નિકળીને દખણ પ્રાંત, હૈદ્રાબાદ પ્રાંત, અને ઉત્તર સરકારમાં† વહેછે, અને બંગાલાના અખાતને મળેછે.

નદાંતરગામિ:—

૧. વર્દ્ધન ગંગા; ૨. વારડા; ૩. પઈન ગંગા ૪. મનજેરા

૧૧. કૃષ્ણા નદી.—મહાબળેશ્વર પાસે પશ્ચિમ ઘાટમાંથી નિકળીને દખણ પ્રાંત, હૈદ્રાબાદ પ્રાંત, અને કર્ણાટકમાં વહેછે, અને બંગાલાના અખાતને મળેછે.

નદાંતરગામિ:—

૧. ભીમા; ૨. તુંગભદ્રા.

| | |
|---|---|
| ૧૨. પનાર નદી<br>૧૩. પલાર નદી<br>૧૪. દક્ષીણ પનાર નદી | દખણના ઉંચ્ચ સમ્ભુદેશમાંથી નિકળીને માઇસોર અને કર્ણાટકમાં વહેછે, અને બંગાલાના અખાતને મળે છે. |

---

* ઓરીસા બંગાલા પ્રાંતનો એક વિભાગ છે,

† ઉતર સરકાર મદ્રાસ ઇલાકાનો વિભાગ છે.

૧૫. કાવેરી નદી–પશ્ચિમ ઘાટમાંથી નિકળીને માઇ-સોર અને કર્ણાટકમાં વહે છે, અને બંગાલાના અખાતને મળે છે.

(અ) અરબી સમુદ્રને મળતી નદી.— ૧. સિંધુ.

(આ) ખંબાતના અખાતને મળતી નદી ................
- ૧. સાબરમતી.
- ૨. મહી.
- ૩. નર્મદા.
- ૪. તાપી.

(ઇ) બંગાલાના અખાતને મળતી નદી................
- ૧. ગંગા.
- ૨. બ્રહ્મપુત્ર.
- ૩. ઇરાવાડી.
- ૪. મહા નદી.
- ૫. ગોદાવરી.
- ૬. કૃષ્ણા.
- ૭. પેનાર
- ૮. પલાર.
- ૯. દક્ષિણ પનાર
- ૧૦. કાવેરી.



# प्रकरण ४ थुं.

# हिंदुस्ताननां शेहेरो.

## ૧. મુંબઇ ઇલાકો.

### (અ) કોંકણ પ્રાંતઃ—

૧. મુંબઈ—ઇલાકાની રાજધાનીનું શેહેર, અને મુખ્ય વેપારનું મથક, મુંબઇનું બંદર આખા હિંદુસ્થાનમાં સર્વથી સારૂં ગણાય છે.

મુંબઇ શેહેરમાં મોટી ગોદીઓ, સુતર કાંતવાનાં અને કાપડ વણવાનાં મોટાં કારખાનાં, અને મોટી શોભાયમાન ઇમારતો છે. મુંબઇનો ટાપુ પેહેલાં ફીરંગી લોકના તાબામાં હતો, પણ ૧૬૬૨ માં ઇંગ્રેજને સ્વાધીન કરવામાં આવ્યો. મુંબઇ શેહેરની વસ્તી આસરે ૮,૦૦,૦૦૦ માણુસની છે. મુંબઇના ટાપુની લંબાઇ આસરે ૧૧ મૈલ છે, અને સરાસરી પોહોળાઇ આસરે ૩ મૈલ છે.

૨. થાણા }
૩. વાંદરા } સાલસેટ બેટમાં.

૪. કલ્યાણી—આ શેહેર આગળ લોઢાની સડકના બે ફાંટા છે, એક ફાંટો જબલપોર થઇને અલાહાબાદ અને કલકતા તરફ જાય છે; અને બીજો પૂણે થઇને મદ્રાસ તરફ જાય છે.

૫. વસાઇ—આ શેહેર પણ અગાઉ ફીરંગી લોકને

તાબે હતું. ફીરંગી લોકે બાંધેલો કોટ હજુર સુધી અહીં જોવામાં આવેછે. આ શેહેરમાં છેલ્લા પેશ્વા બાજીરાવે ૧૮૦૨ માં ઇંગ્રેજો સાથે કોલકરાર કર્યા. જેથી ઇંગ્રેજોએ તેને મદદ કરીને પાછો પુણાની ગાદીએ બેસાડયો.

૬. રત્નાગિરિ } મુંબઇની દક્ષિણે અરબી સમુદ્રના
૭. વિંગોર્લા } કિનારાપર છે.

## (આ) દખણ પ્રાંતઃ—

૮. પૂણા—દખણ પ્રાંતનું મુખ્ય શેહેર, અને મરેઠા પેશ્વાઓની રાજધાની. ચોમાસામાં મુંબઇનો ગવર્નર પૂણામાં રેહેછે, કારણકે એ વખતે ત્યાંની હવા સારી હોયછે. પૂણાની પાસે ખડકી ગામમાં લશકરની મોટી છાવણી છે.

૯. સતારા—શિવાજીના વંશજો આગળ આ શેહેરમાં રાજ કરતા હતા.

૧૦. મહાબળેશ્વર—કૃષ્ણા નદીનાં મૂળ પાસે એક ઉંચી ટેકરી છે, જ્યાં ગરમીના દહાડામાં મુંબઇનો ગવર્નર જઇ રહે છે.

૧૧. શોલાપુર—દખણ પ્રાંતમાં વેપારનું મુખ્ય મથક.

૧૨. નાસક—ગોદાવરી નદીના મૂળ પાસે આવેલું છે, અને ઇલાકામાં હિંદુઓનું સર્વથી પવીત્ર શેહેર છે. આ શેહેરમાં ઘણાં શોભાયમાન દેહેરાં છે.

૧૩. અહમદનગર—દખણમાં આગળા મુસલમાન રાજાઓની રાજધાની.

૧૪. ધુળિયા—ખાનદેશ જિલ્લાનું મુખ્ય શેહેર.

## (ઈ) દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતઃ—

૧૫. **ધારવાડ**—દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતનું મુખ્ય શેહેર.

૧૬. **હુબ્લી.**

૧૭. **બેલગામ.**

૧૮. **કલાડગી.**

૧૯. **બીજાપુર**—આગળા મુસલમાની રાજાઓના વખતમાં આ શેહેર ઘણું પ્રખ્યાત હતું. હાલ પણ ત્યાં ઘણી સુંદર ઇમારતો જોવામાં આવે છે.

૨૦. **કારવાર**—ઉત્તર કાનડા જિલ્લાનું મુખ્ય શેહેર, અને મુંબઇ અને કરાંચીની પેઠે ચોમાસામાં વહાણો સલામતી સહિત લંગરવાર થાય એવું બંદર.

૨૧. **હોનાવર**—અરબી સમુદ્રના કિનારાપર એક મોટું બંદર છે.

૨૨. **કોલાપુર**—આ શેહેરમાં શિવાજીના વંશનો રાજા રાજ્ય કરેછે.

## (ઊ) ગુજરાત પ્રાંતઃ—

૨૩. **અમદાવાદ**—ગુજરાત પ્રાંતનું મુખ્ય શેહેર, સાબરમતી નદીપર આવેલું છે. આ શેહેરમાં આગળના વખતની ઘણી શોભાયમાન ઇમારતો છે.

૨૪. **ખેડા** }
૨૫. **નડીઆદ** } ખેડા જિલ્લાનાં મુખ્ય શેહેરો.

૨૬. **ભરૂચ**—નર્મદા નદીને કાંઠે આવેલું છે. એ શેહેરની આસપાસ રૂનો પાક ઘણો સારો થાયછે.

૨૭. **સુરત**—તાપી નદીને કાંઠે આવેલું છે. એ શેહેર આગળ મોટું બંદર અને વેપારનું મથક હતું. ઇંગ્રેજ, ફ્રેન્ચ અને વલંદા વેપારીની કોઠીઓ એ શેહેરમાં સ્થાપેલી હતી. મુંબઈ વેપારનું મથક થયાથી સુરત હાલ અગત્યનું ગણાતું નથી.

૨૮. **ભૂજ**—કચ્છ રાજ્યનું મુખ્ય શેહેર.

૨૯. **માંડવી**—કચ્છનું મુખ્યબંદર અને વેપારનું મથક.

૩૦. **વડોદરા**—ગાયકવાડ સંસ્થાનનું મુખ્ય શેહેર.

૩૧. **ખંભાત**—મહી નદીને કાંઠે આવેલું છે; એ શેહેરમાં એક મુસલમાન નવાબ રાજ કરે છે.

૩૨. **રાજકોટ**—કાઠીઆવાડ પ્રાંતનું મુખ્ય શેહર.

| | |
|---|---|
| ૩૩. **ભાવનગર**<br>૩૪. **જુનાગઢ**<br>૩૫. **નવાનગર**<br>૩૬. **પોરબંદર** | કાઠીઆવાડ પ્રાંતના શેહરો. |
| ૩૭. **પાલનપોર**<br>૩૮. **દીસા** | પાલનપોર સંસ્થાનનાં મુખ્ય શેહેરો. દીસામા ઇંગ્રેજી લશકરની છાવણી છે. |

૩૯. **હૈદ્રાબાદ**—સિંધ પ્રાંતનું મુખ્ય શેહેર, સિંધુ નદીપર આવેલું છે. એ શેહેરની પાસે ૧૮૪૩ માં સર ચાર્લ્સ નેપિઅરે સિંધના અમીરોને હરાવ્યા.

૪૦. **કરાંચી**—ઇલાકાનું બીજું બંદર ગણાય છે. સિંધ પ્રાંતમાં એ ઘણું વસ્તીવાળું શેહેર છે, અને વેપારનું મુખ્ય મથક છે.

૪૧. શિકાપુર } વેપારનાં મથક છે. સક્કર સિંધુ
૪૨. સક્કર } નદીને કાંઠે આવેલું છે.

૪૩. જેકબાબાદ—સિંધના ઉપલા સરહદનાં મુલ-નું મુખ્ય શેહેર છે.

૪૪. અમરકોટ—થર અને પારકર પરગણાનું મુખ્ય શેહેર છે. એ શેહેરમાં ૧૫૪૩ માં અકબરનો જન્મ થયો હતો.

૪૫. ખેરપુર—ખેરપુર સંસ્થાનનું મુખ્ય શેહેર.

---

## ૨. મદ્રાસ ઈલાકો.

૧. **મદ્રાસ**—ઇલાકાની રાજધાની, અને કોરોમાન્ડલ કોસ્તાપર સર્વથી મોટું શેહેર, અને મુખ્ય વેપારનું મથક. હિંદુસ્તાનમાં એ શેહેર સર્વથી પેહેલું અગત્યનું ઇંગ્રેજી સંસ્થાન હતું. મદ્રાસનો કિલ્લો ૧૬૩૯માં બાંધવામાં આવ્યો હતો. મદ્રાસની વસ્તી આસરે ૩,૦૦,૦૦૦ માણસની છે.

૨. **આર્કટ**—કર્ણાટક પ્રાંતની આગળી રાજધાની. ૧૭૫૧ માં કલાઇવે આ શેહેર લઇ લીધું.

૩. **આર્ની**—આ જગાએ ૧૭૫૧ માં કલાઇવે કર્ણાટકના નવાબ ચન્દા સાહેબના છોકરા રાજા સાહેબને હરાવ્યો.

૪. **કદાલોર**—દક્ષિણ પનાર નદીને કાંઠે આવેલું છે.

૫. **પોર્તોનોવો**—આ શેહેર પાસે ૧૭૮૧માં સર આયર કૂટે હૈદરને હરાવ્યો.

૬. **ત્રંકવીબાર**-આગળ ડેન લોકોનું સંસ્થાન હતું.

૭. **નેગેપટાંમ**—આગળ વલંદા લોકોનું સંસ્થાન હતું.

૮. **તેનજોર.**

૯. **ત્રિચિનો પોલી**—કાવેરી નદીપર આવેલું છે.

૧૦. **ત્યુતિકોરિન**—મનારના અખાતને કિનારે એક બંદર છે.

૧૧. **કોચીન**—મલબાર કોસ્તાપર એક બંદર છે. આ શેહેરમાં મોટાં વહાણો બંધાય છે.

૧૨. **કલિકત**—મલબારનું મુખ્ય શેહેર. એ શેહેરમાંથી સાગનું લાકડું, મરી અને નાળીએર દેશાવર ખાતે જાય છે.

૧૩. **ઉતાકામંડ**—એક હવાવાલી ઉંચી ટેકરી છે' જ્યાં ગરમીના દહાડામાં મદ્રાસનો ગવર્નર જઇ રહે છે.

૧૪. **તેલીચરી**— } અરબી સમુદ્રના કિનારાપર
૧૫. **કાનાનોર**— } બંદર છે.

૧૬. **મરકેરા**—કૂર્ગ પ્રાંતનું મુખ્ય શેહેર.

૧૭. **માંગલોર**—દક્ષીણ કાનરાનું મુખ્ય શેહેર.

૧૮. **રાજમંદ્રી**— } ઉત્તર સરકારનાં મુખ્ય શેહેરો.
૧૯. **મસલીપટમ** }

૨૦. **ત્રિવનદ્રામ**—ત્રાવનકોર રાજ્યનું મુખ્ય શેહેર.

૨૧. **ત્રીચુર**—કોચીન રાજ્યનું મુખ્ય શેહેર.

---

## ૩. બંગાલા પ્રાંત.

૧. **કલકતા**—હિંદુસ્તાનની રાજધાની, અને બંગા-

લા પ્રાંતનુ મુખ્ય શેહેર, હુગલી નદીને કાંઠે આવેલું છે. એ શેહેરમાં બોહોળો વેપાર ચાલે છે, અને ઘણી શોભાયમાન મોટી હવેલીઓ છે. કલકતાનો કિલ્લો જેને ફોર્ટ વિલ્યમ કહેછે તે ઘણો મજબુત છે, અને તે ૧૬૯૬ માં બાંધવામાં આવ્યો હતો. શિઆળામાં અહીં હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ રહે છે.

૨. બરાકપુર—લશકરનું મથક છે; અહીં ગવર્નર જનરલ કોઇ કોઇ વખત આવી રહેછે.

૩. સીરામપુર—આગળ દેન લોકોનું સંસ્થાન હતું.

૪. ચિનસુરા—હુગલી નદીપર આવેલું છે; એ પેહે-લાં વલંદા લોકોનું સંસ્થાન હતું.

૫. હુગલી—હુગલી નદીપર આવેલું છે.

૬. પ્લાસી—ભાગિર્થિ નદીને કાંઠે આવેલું છે. એ જગાએ ૧૭૫૭ માં લડાઇ થઇ હતી, જેમાં કર્નલ કલાઇવે બંગાલાના નવાબ સિરાજ-ઊડ-દવલાને હરાવ્યો, અને બ્રિ-ટિશ રાજ્યની સ્થાપના કરી.

૭. ડાકકા—ગંગા અને બ્રહ્મપુત્ર નદીની વચ્ચે આ-વેલું છે. આગળ એ શેહેર એની કારીગરીને સારૂં પ્રખ્યાત હતું.

૮. મુરશીદાબાદ—ભાગિર્થિ નદીને કાંઠે આવેલું છે. આગળ એ શેહેર રેશમનાં કારખાનાને સારૂં પ્રખ્યાત હતું.

૯. મોંઘીર—ગંગા નદીને કાંઠે આવેલું છે; એ લો-ઢાંના કારખાનાંને માટે પ્રખ્યાત છે.

૧૦. પટના—ગંગા નદીને કાંઠે આવેલું છે; એ કસબી લૂગડાંની બનાવટને માટે પ્રખ્યાત છે.

૧૧. બાહાર.

૧૨. ગયા—બુદ્ધ ધર્મનું પવીત્ર શેહેર.

૧૩. દારજીલીંગ—હવાવાલી ઊંચી ટેકરી છે, જયાં ગરમીના દહાડામાં બંગાલાનો લેફ્ટનન્ટ ગવર્નર જઇ રહેછે.

૧૪. સિબહેત.

૧૫. કટક—મહા નદીને કાંઠે આવેલું છે.

૧૬. પુરી અથવા જગન્નાથ—હિંદુઓનું એક પવીત્ર શેહેર છે.

---

## ૪. વાયવ્ય પ્રાંત.

અલાહાબાદ અથવા પ્રયાગ વાયવ્ય પ્રાંતની રાજધાની—ગંગા અને જમના નદીના સંગમપર આવેલું છે. આ શેહેરમાં વાયવ્ય પ્રાંતનો લેફ્ટનન્ટ ગવર્નર રહેછે. અહીં બે લોઢાંની સડક મળે છે; એક કલકતા તરફ જાયછે, અને બીજી પંજાબ અને સિંધ તરફ જાય છે.

૨. કાનપોર—ગંગા નદીને કાંઠે આવેલું છે. આ જગાએ ૧૮૫૭ માં દુષ્ટ નાના સાહેબે અંગ્રેજ લોકોની કતલ કરી હતી.

૩. બનારસ અથવા કાસી—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ હિંદુઓનું સર્વથી પવીત્ર શેહેર અને તીર્થની જગા છે.

૪. ઘાઝીપુર—ગંગા નદીને કાંઠે આવેલું છે. આ શેહેરમાં લૉર્ડ કૉરનવાલીસ ૧૮૦૫ માં મરણ પામ્યો હતો.

૫. મીરજાપુર—ગંગા નદીને કાંઠે આવેલું છે. એ શેહેર રૂના ભોહોળા વેપારને માટે અને ગાલીચાની બનાવટને માટે પ્રખ્યાત છે.

૬. આગ્રા—જમના નદીને કાંઠે આવેલું છે. એ મોગલ રાજ્યની જુની રાજધાની હતી. આ શેહેરમાં 'તાજ-મ્હેલછે' જે હીંદુસ્થાનમાં સર્વથી સુંદર ઇમારત છે. આગ્રાની પાસે સીકંદ્રા નામના ગામમાં અકબરની ઘોર છે.

૭. મથુરા—જમના નદીને કાંઠે આવેલું છે. એ શેહે-ર કૃષ્ણની જન્મ ભુમી ગણાય છે.

૮. મીરત—કાળી નદીને કાંઠે આવેલું છે. એ શેહે-ર મોટું લશકરી મથક છે, અને એ શેહેરમાં દેશી રીજ-માટોએ ૧૮૫૭ માં પેહેલો બળવો કર્યો હતો.

૯. રૂરકી—આં શેહેરમાં ઇજનેરનું કામ શિખવાને એક મોટી મદ્રેસા છે.

૧૦. અજમેર—આ શેહેર રજપૂતાના પ્રાંતમાં છે. પણ એ વાયવ્ય પ્રાંતના લેફટનન્ટ ગવર્નરના તાબામાં છે.

---

## ૫. પંજાબ પ્રાંત.

૧. લાહોર—પંજાબ પ્રાંતની રાજધાની—રવી નદી-ના કાંઠાપર આવેલું છે.

૨. અમ્રિતસર—સીખ લોકનું પવીત્ર શેહેર છે, અને રેશમી લૂંબડાંની બનાવટને માટે પ્રખ્યાત છે.

૩. ફીરોજપોર—સતલજ નદીને કાંઠે આવેલું છે.

૪. સોબ્રાઓન—આ શેહેર પાસે ૧૮૪૬ માં સર હ્યુ ગોફે સીખ લશકરને હરાવ્યું.

૫. ગૂજરાત—ચીનાબ નદીને કાંઠે આવેલું છે. આ શેહેર પાસે ૧૮૪૯ માં લોર્ડ ગોફે સીખ લોકને હરાવ્યા, અને ત્યાર પછી પંજાબ પ્રાંત ઈંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધામાં આવ્યો.

૬. જેલમ—જેલમ નદીને કાંઠે આવેલું છે.

૭. રાવલપીંડી—સિંધુ અને જેલમ નદીની વચ્ચેછે.

૮. મરી—ઉંચી હવાવાલી ટેકરી છે.

૯. પેશાવર—કાબુલ નદીપર આવેલું છે; એ મોટું લશકરી મથક છે, અને આફ્ઘાનીસ્તાનની સરહદપર આવેલું છે.

૧૦. મૂલતાન—ચિનાબ નદીને કાંઠે આવેલું છે, એ શેહેર રેશમી લુગડાં અને શાલની બનાવટને માટે પ્રખ્યાત છે. ૧૮૪૯ માં જેનરલ વીશે એ શેહેર હુમલો કરીને લીધું.

૧૧. જલનદર—સતલજ નદીને કાંઠે આવેલું છે.

૧૨. સિમલા—સતલજ નદીને કાંઠે ઉંચી હવાવાળી ટેકરી છે, જ્યાં હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ ગરમીના દહાડામાં જઈ રહેછે.

૧૩. અમ્બાલા

૧૪. લૂધીઆના—સતલજ નદીને કાંઠેછે.

૧૫. પાનીપત—પ્રખ્યાત લડાઈનું મેદાન છે, જ્યાં ૧૧૯૧ માં દિલ્હીના રાજા પૃથુરાજે શાહબુદીન ઘોરીને હરા-

બ્યો; ૧૫૨૬ માં બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો; ૧૫૫૬ માં અકબરના વજીર બેહેરામે મહમદ આદિલના વજીર હેમુને હરાવ્યો; અને ૧૭૬૧ માં અહમદશાહ દુરાનીએ મરેઠા સરદાર સદાશીવ ભાઉને હરાવ્યો.

૧૬. દીલ્હી—જમના નદીના કાંઠાપર આવેલું છે. એ મોગલ રાજ્યની રાજધાનીનું શેહેર હતું. ૧૮૫૭ ના બલવા વખતે કેટલાક મહીના સુધી બળવાખોરોએ એ શેહેરનો ઇંગ્રેજી લશકર સામે બચાવ કર્યો હતો, પણ આખરે ઇંગ્રેજોએ તે લીધું હતું.

૧૭. કાશ્મીર અથવા શ્રીનગર—કાશ્મીરનાં રાજ્યનું મુખ્ય શેહેર, જેલમ નદીને કાંઠે આવેલું છે.

૧૮. લ્હે અથવા લાડક—કાશ્મીર પ્રાંતમાં સિંધુ નદીને કાંઠે છે.

૧૯. પત્યાલા }
૧૦. ભાવલપોર } દેશી રાજ્યોનાં મુખ્ય શેહેર.

---

## ૬, આઊડ અથવા અયોધ્યા પ્રાંત.

૧. લકનો—અયોધ્યાની રાજધાની—ગોમ્તિ નદીને કાંઠે છે. ૧૮૫૭ ના બળવાની વખતે ઇંગ્રેજોએ ઘણી બહાદુરીથી બળવાખોરોની સામે આ શેહેરનો બચાવ કર્યો હતો.

૨. આઉડ—પ્રાંતની આગળી રાજધાની—ઘોગરા નદીને કાંઠે છે.

૩. ફૈઝાબાદ—લુગડાંની બનાવટને માટે પ્રખ્યાતછે.

---

## ૮. આસામ પ્રાંત.

૧. ગવહાતી—આસામ પ્રાંતની રાજધાની બ્રહ્માપુત્ર નદીને કાંઠે છે.

---

## અપર બરમા પ્રાંત.

૧. માન્ડલે—અપર બરમાની રાજધાની; ઇરાવાડી નદી પર છે.

૨. અમરપુરા } બરમાની આગળી રાજધાની, ઇ-
૩. આવા } રાવાડી નદીપર છે.

---

## ૯. લોઅર બરમા પ્રાંત.

૧. રંગુન—બ્રિટિશ બરમાની રાજધાની, અને પેગુ પ્રાંતનું મુખ્ય શેહેર, ઈરાવાડી નદીના ફાંટા રંગુન નદીપર આવેલું છે.

૨. પેગુ—પેગુ પ્રાંતની આગળી રાજધાની—પેગુ નદી પર છે.

૩. પ્રોમ—ઇરાવાડી નદીને કાંઠે આવેલું છે. આ શેહેર ૧૮૨૫ માં ઇંગ્રેજ લોકોએ હુમલો કરી લીધું હતું.

૪. આરાકાન—આરાકાન પ્રાંતનું મુખ્ય શેહેર.

૫. મોલમીન— }
૬. માર્તાબાન- } તેનાસરીમ પ્રાંતનાં મુખ્ય શેહેર.
૭. તેનાસરીમ- }

---

## ૧૦. મધ્ય પ્રાંત.

૧. નાગપુર—મધ્ય પ્રાંતની રાજધાની.

૨. કામ્તી—એ શેહેરમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે.

૩. જબલપોર—આ શેહેર પાસે કોલસાની ખાણોછે.

૪. સાગર—એ શેહેરમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે.

## ૧૧ માઈસોર.

૧. માઈસોર—માઇસોરનાં રાજ્યનું મુખ્ય શેહેર.

૨. સીરીંગાપટામ—હૈદર અને ટીપુની રાજધાની-કાવેરી નદીપર છે. એ શેહેર ૧૭૯૯ માં ઇંગ્રેજોએ હુમલો કરીને લીધું, જે વખતે ટીપુ માર્યો ગયો.

બેંગલોર—રેસિડન્તનું રેહેવાનું મથક.

## હૈદ્રાબાદ અને બીરાર.

૧. હૈદ્રાબાદ—નીજામના મુલકની રાજધાની, અને ઇંગ્રેજી રેસીડન્ટનું રેહેવાનું મથક.

૨. ગોલકોન્ડા—હીરાની ખાણોને માટે પ્રખ્યાત છે.

૩. સીકંદ્રાબાદ—એ શેહેરમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે.

૪. બીદર—મનજેરા નદીપર છે.

૫. ઔરંગાબાદ—આગળા વખતની સુંદર ઇમારતોને માટે પ્રખ્યાત છે.

૬. દૌલતાબાદ—મજબુત કિલ્લાને માટે પ્રખ્યાત છે.

૭. જાલના—એ શેહેરમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે.

૮. એલોરા—મોટી સુંદર ગુફાને માટે પ્રખ્યાત છે.

૯. ઊમરાવતી—બીરારનું મુખ્ય શેહેર—રૂના વેપા-ર ને માટે પ્રખ્યાત છે.

૧૦. ઇલીચપુર—બીરારની આગળી રાજધાની.

| | |
|---|---|
| ૧૧એસે<br>૧૨આરગામ | આ શેહેરો આગળ ૧૮૦૩ માં જેનરલ વેલેસ્લીએ મરેઠાને હરાવ્યા. |

## ૧૩, મધ્યહિંદુસ્તાન એજન્સિ.

૧. ઇન્ડોર—હોલકરનાં રાજ્યનું મુખ્ય શેહેર, અને ગવર્નર જેનરલના એજન્ટનું રેહેવાનું મથક.

૨. ગવાલિયર—સિંઢયાના રાજ્યનું મુખ્ય શેહેર.

| | |
|---|---|
| ૩. નીમચ<br>૪. મઉ | આ શેહેરોમાં ઇંગ્રેજી લશકરની છાવણી છે. |

૫. ઉજન—માળવાની આગળી રાજધાની,

૬. ભોપાલ—ભોપાલનાં રાજ્યનું મુખ્ય શેહેર.

૭. રેવા—બુદેલખંડનું મુખ્ય શેહેર-

## ૧૪. રજપુતાના પ્રાંત.

૧. આબુ—ગવર્નર જેનરલના એજન્ટનું રેહેવાનું મથક.

| | |
|---|---|
| ૨. ઉદેપુર<br>૩. જોધપુર<br>૪. જેપુર<br>૫. બીકાનીર<br>૬. બુનડી<br>૭. જેસલમીર<br>૮. ભરતપુર | દેશી રાજ્યોનાં મુખ્ય શેહેરો. |

## ૧૫. નેપાલ અને ભૂતાન.

૧. ખતમન્ડુ—નેપાલની રાજધાની.

૨. તેસીસ્યુદન—ભૂતાનની રાજધાની.

૩. મકવાનપુર—નેપાલમાં છે. આ જગોએ ૧૮૧૬-માં સર દેવીડ ઓકતરલોનીએ ગુરખા લોકોને હરાવ્યા.

૪. પુનાખ્યાં—ભૂતાનમાં છે.

---

## ૧૬. ફીરંગી અને ફ્રેન્ચ સંસ્થાનો.

### (અ) ફીરંગી સંસ્થાન.

૧. ગોવા—ફીરંગી સંસ્થાનની રાજધાની—અરબી સમુદ્રના કિનારાપર છે.

૨. દમન—મુંબઇ બેટની ઉત્તરે છે.

૩. દીવ—કાઠિઆવાડ દ્વિપકલ્પની દક્ષિણે બેટ છે.

### (આ) ફ્રેન્ચ સંસ્થાન.

૧. પોન્ડીચરી—ફ્રેન્ચ સંસ્થાનની રાજધાની—કોરોમાન્ડલ કોસ્તાપર છે.

૨. ચન્દરનગર—કલકતાની ઉત્તરે હુગલી નદીપર છે.

૩. યાનાઉન—ગોદાવરી નદીના મુખ આગળ છે.

૪. કરીકલ—કોરોમાન્ડલ કોસ્તાપર છે.

૫. મહે—મલબાર કોસ્તાપર છે.

---

# प्रकरण ५ मु
# एशिआ खंड
## ૧. એશિઆ ખંડની સીમા, વગેરે.

એશિઆ જે સર્વથી મોટો ખંડ છે, તે જુની દુનિયાનો મોટો ભાગ રોકેછે. મનુષ્ય જાતની ઉત્પત્તિ પેહેલી એશિઆ ખંડમાં થઇ હતી એવું ધારવામાં આવે છે; અને બળવાન અને સુધરેલાં રાજ્ય પેહેલાં એજ ખંડમાં સ્થાપવામાં આવ્યાં હતાં. દુનિયાના સઘળા પ્રખ્યાત ધર્મોની ઉત્પત્તિ પણ આજ ખંડમાં થઇ હતી.

સીમા—એશિઆ ખંડની ઊત્તરે **આર્ટિક** મહાસાગર છે; પશ્ચિમે **યુરલ** પર્વત, **યુરલ** નદી, **કાસ્પિયન** સમુદ્ર, **કોકેસસ** પર્વત, **કાળો** સમુદ્ર, **મારમોરાનો** સમુદ્ર, **ઇજિયન** સમુદ્ર, **ભૂમધ્ય** સમુદ્ર, **સ્વેજ**ની સંયોગી ભૂમી, અને **રાતો** સમુદ્ર છે; દક્ષિણે **હિંદી** મહાસાગર છે; અને પૂર્વે **પાસિફિક** મહાસાગર છે.

એશિઆ ખંડ યુરોપ સાથે યુરલ અને કોકેસસ પર્વતોથી જોડાયલો છે; રાતો સમુદ્ર એને આફ્રિકા ખંડથી જુદો પાડેછે; અને બ્હેરીંગની સામુદ્રધુનિ એને અમેરિકાથી જુદો પાડે છે.

વિસ્તાર—એશિઆખંડ આસરે ૫૩૦૦ મૈલ લાંબો, અને ૫૪૦૦ મૈલ પોહોળો છે. એનું ક્ષેત્રફળ સુમારે ૧,૭૦,૦૦,૦૦૦ ચોરસ મૈલછે; અને એ ખંડ યુરોપથી સાડાચાર ઘણો મોટો છે.

## ૨. દેશો.

૧. **તરકી ઈન એશિઆ**—(વિભાગો—૧. એશિઆ માઈનર; ૨. આર્મીન્યા ૩. કુર્દિસ્તાન; ૪. સીર્યા.)

૨. **અરેબિઆ.**

૩. **પર્શિઆ અથવા ઈરાન.**

૪. **બલૂચિસ્તાન.**

૫. **આફ્ઘાનિસ્તાન.**

૬. **તુર્કસ્તાન.**

૭. **પૂર્વ તુર્કસ્તાન.**

૮. **હિંદુસ્તાન** (બરમા સહિત.)

૯. **સીલોન અથવા સિંહલદ્વીપ.**

૧૦. **ઈનડચન ચાઈના**—(વિભાગો—૧. સિઆમ; ૨. આનામ; ૩. કેમબોડિયા ૪. લોઅર કોચિન ચાઈના. ૫. મેલે દ્વીપકલ્પ.)

૧૧. **ચાઈનીસ એમ્પાયર**—(વિભાગો—૧. ચાઈના અથવા ચીન; ૨. કોરીઆ; ૩. તિબેટ; ૪. મંગોલ્યા ૫. મન્ચુરિઆ).

૧૨. **જાપાન.**

૧૩. **રશિઆ ઈન એશિઆ**—(વિભાગો—૧ સાઈબીર્યા; ૨. **રશિયન તુર્કસ્તાન**; ૩. ત્રાન્સ કોકેશિઆ.)

## ૩. બેટ.

### (અ) ભૂમધ્ય સમુદ્ર માહેલા બેટો.

૧. **સાઈપ્રસ**
૨. **રોહોડસ** } એશિઆ માઈનરની દક્ષિણે.

(આ) ઇરાની અખાત માહેલા બેટો.

૧. બ્હેરીન—અરેબિઆની પૂર્વે.

૨. ઓરમજ—પર્શિઆની દક્ષિણે.

(ઇ) હિંદી મહાસાગર માહેલા બેટો.

૧. મુંબઈ
૨. સાલસેટ } હિંદુસ્તાનની પશ્ચિમે.

૩. લકદીવ બેટો
૪. માલદીવ બેટો } હિંદુસ્તાનની નૈરૂત્ય દિશાએ.

૫. સીલોન—હિંદુસ્તાનની દક્ષિણે.

૬. આન્ડામન બેટો
૭. નીકોબાર બેટો
૮. મર્ગ્વિ બેટો } લોઅર બરમાની નૈરૂત્ય દિશાએ.

૯. પીનાંગ—મેલેદ્વીપકલ્પની દક્ષિણે.

(ઉ) પાસિફિક મહાસાગર માહેલા બેટો.

૧. એલ્યુશિયન બેટો–સાઇબીર્યાની ઇશાન દિશાએ.

૨. કથુરાઇલ બેટો
૩. સઘેલ્યન } સાઇબીર્યાની પૂર્વે.

૪. જાપાન બેટો—(યસો; નિફોન; સિકોક; કયુસ્યુ.)

૫. લુચુ બેટો–ચીનની ઇશાન દિશાએ.

૬. ફોરમોસા—ચીનની પૂર્વે.

૭. હોંગકોંગ
૮. મકાઉ
૯. હેનાન } ચીનની દક્ષિણે.

૧૦. મેલેશિઆ અથવા મેલે બેટો (સુમાત્રા; જાવા; બોરનીઓ; સીલીબીસ; મોલક્કા બેટો; ફિલિપાઇન બેટો.)

## ૪. દ્વીપકલ્પ.

૧. એશિઆ માઈનર—એશિઆની વાયવ્ય દિ-
શાએ, કાળા અને ભુમધ્ય સમુદ્રની વચ્ચે.

૨. અરેબિઆ—એશિઆની પશ્ચિમે, રાતા અને અ-
રબી સમુદ્રની વચ્ચે.

૩. ઈનડયા—એશિઆની દક્ષિણે, અરબી સમુદ્ર
અને બંગાલાના અખાતની વચ્ચે.

૪. કાઠીઆવાડ—હિંદુસ્તાનની પશ્ચિમે, કચ્છ અને
ખંભાતના અખાતની વચ્ચે.

૫. મેલે દ્વિપકલ્પ—ઇનડયન ચાઇનાની દક્ષિણે,
બંગાલા અને સિઆમના અખાતની વચ્ચે.

૬. કોરીઆ—ચાઇનીસ એમ્પાયરની પૂર્વે, પીળા-
અને જાપાન સમુદ્રની વચ્ચે.

૭. કામટચાટકા—સાઇબીર્યાની પૂર્વે, ઓકોતસ્ક
અને કામટચાટકા સમુદ્રની વચ્ચે.

---

## ૫. સંયોગી ભૂમી.

૧. સ્વેજની સંયોગી ભૂમી—એશિઆ અને આ-
ફ્રિકાને જોડેછે, અને ભૂમધ્ય અને રાતા સમુદ્રને છુટા પાડેછે.

૨. ક્રાની સંયોગી ભૂમી—સિઆમ અને મેલે દ્વી-
પકલ્પને જોડે છે, અને બંગાલા અને સિઆમના અખા
તોને છુટા પાડે છે.

## ૬. ભૂશિર.

૧. બાબા—એશિઆ માઇનરની વાયવ્ય દિશાએ.

૨. રાસ અલ હડ—અરેબીઆનાં અગ્નિ કોણમાં.

૩. દન્ડ્રા હેડ—સીલોનની દક્ષિણે.

૪. કોમોરીન—હિંદુસ્તાનની દક્ષિણે.

૫. નીગ્રેસ—બરમાની પશ્ચિમે.

૬. રોમાન્યા—મેલેદ્વીપકલ્પની દક્ષિણે.

૭. કેમ્બોડયા—કોચિન ચાઇનાની દક્ષિણે.

૮. કીંગ—જાપાનની પૂર્વે.

૯. લોપાત્કા—કામટચાટકાની દક્ષિણે.

૧૦ પુર્વ ભૂશીર (ઇસ્ટ કેપ)—સાઇબીર્યાની ઇશાન દિશાએ.

૧૧. સીવેરો—સાઇબીર્યાની ઉત્તરે.

## ૭. ઉંચ્ચ સમભૂદેશ.

૧, તિબેટનો ઉંચ્ચસમભૂદેશ—મધ્ય એશીઆમાં; ઉત્તરે સાઇબીર્યાથી તે દક્ષિણે હિમાલય પર્વત સુધી, અને પશ્ચિમે બોલોર પર્વતથી તે પૂર્વે મન્ચુરિઆ સુધી.

૨. ઇરાનનો ઉંચ્ચસમભૂદેશ—એશિઆ ખંડની પશ્ચિમે; ઉત્તરે કાળા સમુદ્ર અને તુર્કસ્તાનથી તે દક્ષિણે કુર્દિસ્તાન, ઇરાન, અને બલુચિસ્તાન સુધી, અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્રથી તે પૂર્વે સિંધુ નદી સુધી.

## ૮. પર્વત.

૧. તોરસ પર્વત—એશિઆ માઇનરમાં.

૨. લેબનોન પર્વત—સીર્યામાં.

૩. એરેરેત પર્વત—આર્મીન્યામાં.

૪. કોકેસસ પર્વત—કાળા અને કાસ્પિયન સમુદ્રની વચ્ચે.

શિખર—અલબર્જ.

૧. અલબર્જ પર્વત—ઇરાનની ઉત્તરે.

શિખર—દમાવંડ

૬. પેરોપેમિસસ પર્વત
૭. હિંદુ કૂશ પર્વત } અફગાનિસ્તાનની ઉત્તરે.

૮. સૂલીમાન પર્વત—પંજાબ પ્રાંતની પશ્ચિમે.

શિખર—તખ્તિસૂલીમાન.

૯. હાલા પર્વત—સિંધ પ્રાંતની પશ્ચિમે.

૧૦. એરેવલી પર્વત—રજપૂતાનામાં.

શિખર—આબુ.

૧૧. વિંઢયા પર્વત
૧૨. સાતપૂડા પર્વત } મધ્ય હિંદુસ્તાનમાં.

૧૩. પશ્ચિમ ઘાટ
૧૪. પૂર્વ ઘાટ
૧૫. નીલગરી પર્વત } દક્ષિણ હિંદુસ્તાનમાં.

૧૬. હિમાલય પર્વત—હિંદુસ્તાનની ઉત્તરે.

શિખર—એવરેસ્ત અથવા ગવરીશંકર.

૧૭. કર્કોરામ પર્વત—કાશ્મીરની ઉત્તરે.

૧૮. કવેનલન પર્વત—પૂર્વ તુર્કસ્તાન અને તિબેટની વચ્ચે.

૧૯. બોલોર પર્વત—તુર્કસ્તાન અને પૂર્વ તુર્કસ્તાનનીવચ્ચે.

૨૦. ઠયેનશાન પર્વત—પૂર્વ તુર્કસ્તાનની ઉત્તરે.

૨૧. આલ્તાઇ પર્વત—સાઇબીર્યાની દક્ષિણે.

૨૨. યુરલ પર્વત—સાઇબીર્યાની પશ્ચિમે.

---

# प्रकरण ६ ठुं.

# एशिआ खंड

## ૧ સમુદ્ર અને અખાત.

૧. કાળો સમુદ્ર—તરકી-ઇન એશિઆની ઉત્તરે.

૨. મારમોરાનો સમુદ્ર—એશિઆ માઇનરની વાવ્ય દિશાએ.

૩. ઇજિયન સમુદ્ર અથવા આર્કિપેલેગો—એશિઆ માઇનરની પશ્ચિમે.

૪. ભૂમધ્ય સમુદ્ર—એશિઆ માઇનરની દક્ષિણે.

૫. રાતો સમુદ્ર—અરેબિઆની પશ્ચિમે.

૬. એદનનો અખાત—અરેબિઆની દક્ષિણે.

૭. ઓમાનનો અખાત } અરેબિઆ અને ઇરાનની વચ્ચે.
૮. ઈરાની અખાત

૯. અરબી સમુદ્ર—અરેબિઆ અને હિંદુસ્તાનની વચ્ચે.

૧૦. કચ્છનો અખાત } હિંદુસ્તાનની પશ્ચિમે.
૧૧. ખંભાતનો અખાત

૧૨. મનારનો અખાત—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

૧૩. બંગાલાનો અખાત—હિંદુસ્તાનની પૂર્વે.

૧૪. માર્તબાનનો અખાત—બરમાની પશ્ચિમે.

૧૫. સિઆમનો અખાત—સિઆમ પ્રાંતની દક્ષિણે.

૧૬. તોંગકીંગનો અખાત—આનામ પ્રાંતની ઇશાન દિશાએ.

૧૭. ચાઇના સમુદ્ર—ચીનની દક્ષિણે.

૧૮. પીળો સમુદ્ર—ચીન અને કોરીઆની વચ્ચે.

૧૯. જાપાન સમુદ્ર—જાપાન બેટોની પશ્ચિમે.

૨૦. તારતરીનો અખાત—સાઇબીર્યા અને સઘેલ્યન બેટની વચ્ચે.

૨૧. ઓકોતસ્કનો સમુદ્ર—સાઈબીર્યા અને કામત-ચાટકાની વચ્ચે.

૨૨. કામટચાટકા સમુદ્ર—કામટચાટકા દ્વીપકલ્પ-ની પૂર્વે

૨૩. બ્હેરીંગ સમુદ્ર } સાઇબીર્યાની ઇશાન
૨૪. અનાડિરનો અખાત } દિશાએ.

૨૪. ઓબીનો અખાત—સાઇબીર્યાની ઉત્તરે.

---

## ૨. સામુદ્રધુનિ.

૧. બોસ્પરસ અથવા કોનસ્તેન્તિનોપલ—કાળા અને મારમોરાના સમુદ્રને જોડેછે.

૨. દાર્દેનલ્સ અથવા હેલેસ્પોન્ત—મારમોરા અને ઇજ્યન સમુદ્રને જોડેછે.

૩. બાબલમેન્ડબ—રાતો સમુદ્ર અને એદનના અ-ખાતને જોડેછે.

૪. ઓરમજ—ઇરાની અખાત અને ઓમાનના અ-ખાતને જોડે છે.

૫. પાકની સામુદ્રધુનિ—હિંદુસ્તાન અને સીલોનની વચ્ચે.

૬. મલાકા—મેલેદ્વિપકલ્પ અને સુમાત્રાની વચ્ચે.

૭. કોરીઆની ખાડી—કોરીઆ અને જાપાનની વચ્ચે.

૮. સેંગર—નીફોન અને યસો બેટની વચ્ચે.

૯. લાપરૂસ—યસો અને સઘેલ્યન બેટની વચ્ચે.

૧૦. બ્હેરીંગની સામુદ્રધુનિ—એશિઆ અને અમેરિકાની વચ્ચે.

---

## ૩. સરોવર.

૧. વાન સરોવર—આર્મીન્યામાં.

૨. દેડસી (મૃત્યુ સરોવર)—સીર્યામાં.

૩. કાસ્પિયન સમુદ્ર—ઇરાનની ઉત્તરે.

૪. હામુન સરોવર—આફઘાનિસ્તાનમાં.

૫. એરલ સમુદ્ર—રશિયનુ તુર્કસ્તાનમાં.

૬. રાવન સરોવર
૭. માન સરોવર
૮. તગ્રીનોર સરોવર } તિબેટમાં.

૯. બાલ્કશ સરોવર
૧૦. બઇકલ સરોવર } સાઇબીર્યાની દક્ષિણે.

૧૧. લોબનોર સરોવર—પૂર્વ તુર્કસ્તાનમાં.

---

## ૪. નદી.

૧. યુફ્રેતીસ
૨. તાઇગ્રીસ } તોરસ પર્વતમાંથી નિકળીને તરકીઇન-એશિઆમાં વહેછે, અને ઇરાની અખાતને મળે છે.

(આ બે નદી ઇરાની અખાતને મળવાની આગમજ જોડાઇ જઇને એક નદી બને છે, જેને શેત-અલ-એરબ કહે છે.)

૩. જોરડન—લેબનોન પર્વતમાંથી નિકળીને સીરીઆમાં વહેછે, અને મૃત્ય સરોવરને મળે છે.

૪. હેલમંદ—હિંદુકુશ પર્વતમાંથી નિકળીને આફ્ગાનિસ્તાનમાં વહે છે, અને હામૂન સરોવરને મળે છે.

૫. આમુ દરીઆ અથવા ઓકસસ—હિંદુકુશ પર્વતમાંથી નિકળીને તુર્કસ્તાન અને રશિયન તુર્કસ્તાનમાં વહે છે, અને એરલ સમુદ્રને મળે છે.

૬. સરદરીઆ અથવા જેકસારતીસ—ઠયેનશાન પર્વતમાંથી નિકળીને રશિયન તુર્કસ્તાનમાં વહે છે, અને એરલ સમુદ્રને મળે છે.

૭. યારકન્ડ—હિંદુકુશ પર્વતમાંથી નિકળીને પૂર્વ તુર્કસ્તાનમાં વહેછે, અને લોબનોર સરોવરને મળે છે.

૮. કર—તોરસ પર્વતમાંથી નિકળીને ત્રાન્સકોકેશિઆમાં વહે છે, અને કાસ્પિઅન સમુદ્રને મળે છે.

૯. યુરલ નદી—યુરલ પવતમાંથી નિકળીને સાઇબીર્યાની પશ્ચિમે વહે છે, અને કાસ્પિયન સમુદ્રને મળેછે.

૧૦. ઓબી
૧૧. યેનીસી
૧૨. લીના
} આલ્તાઇ પર્વતમાંથી નિકળીને સાઇબીર્યામાં વહેછે, અને આર્ટિક મહાસાગરને મળે છે.

૧૩. આમુર—આલ્તાઇ પર્વતમાંથી નિકળીને મંગોલ્યા, મન્ચુરિઆ, અને સાઇબીર્યામાં વહે છે, અને આમુરના અખાતને મળે છે.

૧૪. પીઈહો
૧૫. હોઆંએન્ગો
૧૬. યેંગ-ત્સી-કયેંગ
૧૭. કેન્તોન

ચીન દેશમાં વહે છે, અને પાસિફિક મહાસાગરને મળેછે

૧૮. મીકોંગ અથવા કેમ્બોડયા—ઇનડયન ચાઇનામાં વહે છે, અને ચાઇના સમુદ્રને મળે છે.

૧૯. મીનામ—સિઆમ પ્રાંતમાં વહે છે, અને સિઆમના અખાતને મળે છે.

૨૦—ઈરાવાડી—બરમાં પ્રાંતમાં વહે છે, અને બંગાળાના અખાતને મળે છે.

૨૧. બ્રહ્મપુત્ર
૨૨. ગંગા અથવા ગેનજીસ
૨૩. મહા નદી
૨૪. ગોદાવરી
૨૫. કૃષ્ણા
૨૬. કાવેરી

હિંદુસ્તાનમાં વહેછે, અને બંગાળાના અખાતને મળેછે.

૨૭. સિંધુ—હિંદુસ્તાનમાં વહેછે, અને અરબી સમુદ્રને મળે છે.

૨૮. સાબરમતી
૨૯. મહી
૩૦. નર્મદા
૩૧. તાપી

હિંદુસ્તાનમાં વહેછે, અને ખંભાતના અખાતને મળેછે.

# प्रकरण ७ मु.

# एशिआनां शेहेरो.

## ૧. તરકી-ઇન-એશિઆ.

૧. સ્મીર્ના—તરકી-ઇન-એશિઆની રાજધાની, અને એશિઆ માઇનરનું મુખ્ય શેહેર.

૨. અર્જરૂમ—આર્મીનીયાનું મુખ્ય શેહેર.

૩. ત્રેબિઝોન્ડ—કાલા સમુદ્રપર બંદર.

૪. બગદાદ—કુર્દિસ્તાનનું મુખ્ય શેહેર, તાઇગ્રિસ નદીપર આવેલું છે.

૫. બસરા—વેપારનું મુખ્ય મથક, શીત-અલ-એરબ નદીપર આવેલું છે.

૬. મોસલ—તાઇગ્રિસ નદીપર આવેલું છે. અસલના વખતનું પ્રખ્યાત 'નીનવેહ' શેહેર આ શેહેરની નજદીક હતું.

૭. હીલ્લા—યુફ્રેતીસ નદીપર આવેલું છે. અસલના વખતનું પ્રખ્યાત 'બાબીલન' શેહેર આ જગાએ હતું.

૮. દમાસકસ—સીર્યાનું મુખ્ય શેહેર; એ શેહેર હાલ દુનિયામાં સર્વથી જૂનું ગણાય છે.

૯. અલેપ્પો—સીર્યામાં વેપારનું મુખ્ય મથક.

૧૦. જેરૂસલમ—પાલેસ્તાઇનનું મુખ્ય શેહેર; એ યાહુદી અને ખ્રીસ્તી ધર્મનું પવીત્ર શેહેર ગણાતું હતું.

## ૨. અરેબિયા.

૧. મક્કા—અરેબિઆની રાજધાની; મહમદની જન્મભૂમી, અને મુસલમાન લોકનું પવીત્ર શેહેર.

૨. મદીના—એ શેહેરમાં મહમદની ઘોરછે.

૩. મોખા. ૪. મસકત. ૫. રિઆડ.

૬. એદન—ઇંગ્રેજ સરકારના તાબામાં છે.

---

## ૩. પર્શિઆ અથવા ઈરાન.

૧. તેહરાન—ઇરાનની રાજધાની.

૨. ઇસ્ફાન—ઇરાનની આગળી રાજધાની.

૩. શીરાજ. ૪. યજડ. ૫. કેરમાન. ૬. નિશાપુર ૭. મેશદ. ૮. આસ્રાબાદ. ૯. તાબ્રિજ. ૧૦. બુશાયર

---

## ૪. બલૂચિસ્તાન.

૧. કેલાત—બલચીસ્તાનની રાજધાની.

૨. કવેતા.

---

## ૫. આફ્ઘાનિસ્તાન.

૧. કાબુલ—આફઘાનીસ્તાનની રાજધાની, કાબુલ નદીપર આવેલું છે.

૨. હેરાત. ૩. કંદહાર ૪, ગજની. ૫. જલાલાબાદ.

---

## ૬. તુર્કસ્તાન.

૧. બોખારા—તુર્કસ્તાનની રાજધાની.

૨. ખીવા.

## ૭. પુર્વ તુર્કસ્તાન.

૧. યારકન્ડ—પૂર્વ તુર્કસ્તાનનું મુખ્ય શેહેર, યારકન્ડ નદીપર આવેલું છે.

૨. કેશગર.

---

## ૮. હિંદુસ્તાન.

(હિંદુસ્તાનનાં શેહેરો વિષે જુઓ પ્રકરણ ૪થું.)

---

## ૯. સીલોન.

૧. કોલંબો—સીલોનની રાજધાની.

૨. કાન્ડી—આગલી રાજધાની.

૩. ગાલી. ૪. ત્રીન્કોમાલી.

---

## ૧૦. ઈનડચન ચાઇના.

૧. બાંગકોક—સિઆમ પ્રાંતની રાજધાની, મીનામ નદીપર છે.

૨. હુએ—આનામ પ્રાંતનું મુખ્ય શેહેર.

૩. સાઈગોન—લોઅર કોચિન ચાયનાનું મુખ્ય શેહેર.

---

## ૧૧. ચાઈનીશ એંપાયર.

૧. પેકીન—ચીનદેશની રાજધાની. પીહલ્હો નદીપરછે.

૨. નાનકીન—યેંગ-ત્સી-કયેંગ નદીપર છે.

૩. શેંગાઈ } મુખ્ય વેપારનાં મથક.
૪. કેન્તોન }

૫. કિંગકિતાઓ—કોરીઆનું મુખ્ય શેહેર.

૬. લાસા—તિબેટનું મુખ્ય શેહેર.

---

## ૧૨. જાપાન.

૧. યેડો—જાપાનની રાજધાની, નીફોન બેટમાં છે.

૨. યોકોહુમા. ૩. નેગેસકિ.

---

## ૧૩. રશિઆ-ઈન-એશિઆ.

૧. તોબોલસ્ક—સાઇબીર્યાનું મુખ્ય શેહેર.

૨. ઇરકુતસ્ક.— ૩. કિઆખ્તા.

૪. તિસપ્લીસ—ત્રાન્સ-કોકેશિઆનું મુખ્યં શેહેર.

૫. તાશકન્ડ—રશિયન તુર્કસ્તાનનું મુખ્ય શેહેર

૬. સમરકન્ડ, ૭. ખોકન. ૮. મર્વ.

---

# प्रकरण ८ मुं

## એશિઆની નદીઓ અને તેપર આવેલા મુખ્ય શેહેરો.

૧. યુફ્રેતીસ નદી..........હિલ્લા.
૨. તાઇગ્રિસ નદી .......બગદાદ; મોસળ.
શેત-અલ-એરબ....બસરા.
૩. હેલ્લમંદ નદી...........કંદહાર.
૪. સરદરીઆ નદી........તાશકન્ડ; ખોકન.
૫. યારકન્ડ નદી યારકન્ડ.
૬. કર નદી..............તિફ્લિસ.
૭. યુરલ નદી..............ઓરેનબર્ગ.
૮. ઓબી નદી...........તોમસ્ક.
ઈરતિશ નદી ...........તોબોલસ્ક; ઓમસ્ક.
૯. યેનીસી નદી ...........ઇરકતસ્ક.
૧૦. પીઈહો નદી ...........પેકીન.
૧૧. યેંગ-ત્સિ કયેંગ નદી....નાનકીન.
૧૨. કેન્તોન નદી ......... .કેન્તોન.
૧૩. મીનામ નદી ...........બાંગકોક.
૧૪. ઈરાવાડી નદી..........માન્ડલે; અમરપુરા; આવા. પ્રોમ; બેસીન; રંગુન;
૧૫. બ્રહ્મપુત્ર નદી...........બાસા; ગવહાતી.
૧૬. ગંગા નદી.............ભારત; અલીઘર; કાનપોર; મીરઝાપોર; બનારસ; ગાઝીપોર; પટના; મોંઘીર.

જમના નદી.......દીલ્હી; આગ્રા; મથ્રા; કાલ્પી.

ગંગા અને જમનાના સંગમપર....અલાહાબાદ.

ગોમ્તિ નદી.......લકનો.

ઘોઘરા નદી .......આઉદ; ફેજાબાદ.

૧૭. મહા નદી...........કત્તક.

૧૮. પનાર નદી............નેલોર.

૧૯. પલાર નદી.........આર્કટ; નેલોર.

૨૦. દક્ષિણ પનાર નદી....કદાલોર.

૨૧. કાવેરી નદી .......માઇસોર; સીરંગાપટામ; ત્રિ-
ચિનોપોલી.

૨૨. સિંધુ નદી...........લેહે અથવા લાડક; અત્તક; સ-
ક્કર; હાલા; હેદ્રાબાદ; કોચિ.

કાબુલ નદી.......કાબુલ; જલાલાબાદ; પેશાવર

જેલમ નદી.......શ્રીનગર; જેલમ.

ચીનાબ નદી...........ગુજરાત.

રવી નદી ...............લાહોર.

ત્રીમાબ નદી...........મુલતાન.

સતલજ નદી...........સીમલા; લુદીઆના; જલંદર
સોબ્રાઓન; ફીરોજપોર; બાહલપોર.

૨૩. સાબરમતી નદી........અમદાવાદ.

૨૪. મહી નદી...............ખંભાત.

૨૫. નર્મદા નદી ...........ભરૂચ.

૨૬. તાપી નદી...............સુરત.

---

મુંબઇ, યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.